"સસ્તું સાહિત્ય" એટલે "ઊંચામાં ઊંચું સાહિત્ય"

# ધર્મનાં પદો-ધમ્મપદ

## ગુજરાતી સરળ અનુવાદ સહિત

★

સંપાદક:
પંડિત બેચરદાસ દોશી

★

ભિક્ષુ અખંડાનંદની પ્રસાદી
સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય
ભદ્ર પાસે અમદાવાદ અને કાલબાદેવી રોડ મુંબઈ-૨

★

એક રૂપિયો

# પ્રકાશકનું નિવેદન

માનવજાતના શ્રેષ્ઠતમ આધ્યાત્મિક આચાર્યોમાંના એક ભગવાન બુદ્ધ છે. બૌદ્ધ ધર્મે કેટલા દેશોમાં પોતાની સત્તા જમાવી છે, અથવા કેટલી મોટી સંખ્યા પર પોતાની અસર પાથરી છે, એ બહુ જ ગૌણ હકીકત છે. પરંતુ માનવ માનવ વચ્ચે અને માનવ તથા તેના સર્જક પરમાત્મા વચ્ચે ઘનિષ્ઠ આત્મીયતા હોય એ જ હિંદની આજની પરિસ્થિતિમાં વધુ આવશ્યક છે. આ ત્યારે જ શકય બને, જ્યારે આપણે સત્ય અને અહિંસાને જીવનમાં ઉતાર્યાં હોય–ભગવાન બુદ્ધે ઉપદેશેલી આજ્ઞાઓનું પાલન કર્યું હોય.

આ વિશ્વ દુઃખોથી પરિપૂર્ણ છે અને એ પરિસ્થિતિનાં કારણોનું પૃથક્કરણ સંશોધાઈ રહ્યું છે; એ દૃષ્ટિએ જોતાં, 'ધમ્મપદ'માંનો ઉપદેશ ચિંતનની નવી ધારા સ્થાપિત કરે છે. તેમાંથી હજારો નહિ બલકે લાખોએ પ્રેરણા મેળવી છે. આર્યપ્રણાલીમાં સંમાન્ય 'ભગવદ્‌ગીતા'ની હરોળમાં મૂકી શકાય એવું બૌદ્ધ સમાજનું કોઈ પણ પુસ્તક હોય તો તે આ છે. આર્યાવર્તના પ્રાચીન ઋષિઓના ઉપદેશોને ગુજરાત સમક્ષ રજૂ કરવાની અમારી અભિલાષામાં ભગવાન બુદ્ધના ઉપદેશને કદી વીસરી ન શકાય: અને તેથી જ મહાગુજરાતના વાચકો સમક્ષ તેમનું આ શ્રેષ્ઠ પુસ્તક રજૂ કરતાં અમને આનંદ થાય છે.

પંડિતશ્રી બેચરદાસ જાણીતા વિદ્વાન છે, એટલું જ નહિ પણ આ વિષયના પણ તેઓ એક નિષ્ણાત છે. તેમનો સહકાર મેળવવા અમે ભાગ્યશાળી થયા છીએ, એ અમારે માટે આનંદપ્રદ છે. બૌદ્ધ વિદ્વાનોની પ્રાચીન પ્રણાલી અનુસાર 'ધમ્મપદ'ના અર્થો અને સ્પષ્ટીકરણોનું સંશોધન કરવાની

પંડિતજીએ ખૂબ કાળજી લીધી છે; તદુપરાંત, તેમણે માત્ર આ પુસ્તકમાંના સિદ્ધાંતો ઉપર જ નહિ, પણ ઉપનિષદ, ગીતા અને મહાભારત જેવા આર્યગ્રંથો અને જૈન ધર્મના મૂળભૂત સિદ્ધાંતો વિશે અભ્યાસપૂર્ણ અને તુલનાત્મક પ્રસ્તાવના 'ધમ્મપદનો સ્વાધ્યાય' નામે લખી આપેલ છે. આ પરિશ્રમ માટે અમે પંડિતજીનો હૃદયપૂર્વક આભાર માનીએ છીએ.

તેમણે લખેલી આ પ્રસ્તાવના 'આમ ગ્રંથાવલિ'માં 'ધમ્મપદનો સ્વાધ્યાય' એ શીર્ષક નીચે નાની સ્વતંત્ર પુસ્તિકારૂપે પણ પ્રકટ કરેલ છે. દરેક વાચકને અમારી ભલામણ છે, કે તેઓ તે પુસ્તિકા મેળવી લે; કારણ કે આપણા દેશના સામુદાયિક જીવન ઉપર સમગ્રતયા અસર કરનાર આર્ય-દર્શનના ત્રણ વહેણોમાં રહેલી મૂળગત સમાનતા અને મુખ્ય સિદ્ધાંતોનો તેમાં તુલનાત્મક અભ્યાસ છે.

ન્યુ દિલ્હી,
તા. ૫–૫–'૪૬

'સસ્તું સાહિત્ય મુદ્રણાલય ટ્રસ્ટ'ના ટ્રસ્ટીઓ વતી
**મનુ સૂબેદાર (પ્રમુખ)**

# સંપાદકીય

આ પુસ્તકમાં પૃષ્ઠ ૧૫ ગાથા ૮ ના તથા પૃષ્ઠ ૧૭ ગાથા ૨ ના અનુવાદમાં 'ઉપર'ને બદલે 'ઊપર' છપાયેલું છે. આ 'ઉપર'નો પ્રયોગ કોઈ રીતે અશુદ્ધ નથી. વ્યુત્પત્તિને આધારે 'ઊપર' શબ્દ પ્રામાણિક રીતે શુદ્ધ છે. 'ઊભું' શબ્દ 'ઊર્ધ્વ' સાથે સંબંધ રાખે છે તેથી જ તેનો 'ઊ' દીર્ઘ છે, તેમ 'ઊપર' શબ્દ પણ 'ઊર્ધ્વ' સાથે સંબંધ રાખે છે (જુઓ પાણિનીય અધ્યાય ૫ પાદ ૩ સૂત્ર ૩૧). એટલે વ્યુત્પત્તિની દૃષ્ટિએ જેમ 'ઊભું' શુદ્ધ છે, તેમ

'ઊપર'નો પ્રયોગ પણ શા માટે શુદ્ધ ન ગણાય?

અપભ્રંશપ્રાકૃતમાં 'ઊપર' અર્થમાં उप्परि અને 'ओप्परि' શબ્દો છે. ગુજરાતીનો 'ઊપર' શબ્દ એમની સાથે જ સંબંધ રાખે છે એટલે વ્યુત્પત્તિની દૃષ્ટિએ 'ઊપર' પ્રયોગ તદ્દન શુદ્ધ છે. હિંદી અને મરાઠી ભાષામાં પણ 'ઊપર'નો પ્રયોગ પ્રચલિત છે, નહિ કે 'ઉપર'નો.

પૃષ્ઠ ૩૫ મા ઊપર 'છઠ્ઠો' અને ૫૬ મા પૃષ્ઠ ઊપર 'પથ્થરના' એ શબ્દો અશુદ્ધ છપાયેલા છે. તેને બદલે અનુક્રમે 'છઠ્ઠો' અને 'પત્થરના' જોઈએ અને એવા જ પ્રયોગો વ્યુત્પત્તિની દૃષ્ટિએ તથા ઉચ્ચારણની દૃષ્ટિએ શુદ્ધ છે. સંયુક્ત બે 'ઠ' કે બે 'થ' મહાપ્રાણ હોઈને બોલી શકાતા નથી; માટે જ પ્રાકૃત ભાષાઓમાં બે સંયુક્ત મહાપ્રાણને બદલે પહેલો અલ્પપ્રાણ અને બીજો મહાપ્રાણ બોલવાનું વિધાન કરેલ છે. (જુઓ હેમચંદ્ર પ્રાકૃત વ્યાકરણ અધ્યાય ૮, પાદ ૨, સૂત્ર ૯૦). ગુજરાતી ભાષાનો સવિશેષ સંબંધ અપભ્રંશ પ્રાકૃત સાથે છે એટલે આવા ઉચ્ચારણ-પ્રસંગમાં ગુજરાતી ભાષાને તેનાથી જુદી પાડવાનું સંગત લાગતું નથી. વળી, બે 'છ'ને બદલે 'ચ્છ'ને માન્ય રાખવામાં બાધ ન જણાતો હોય, તો આવા પ્રયોગોમાં પણ કોઈ અપવાદ કરવાનું કારણ નથી.

જોડણીની યોજનામાં સાક્ષરી દૃષ્ટિ અને લોકદૃષ્ટિ એ બન્નેનો સમન્વય ભલે જળવાય; પરંતુ એ સમન્વયમાં પ્રધાનપણે ઉચ્ચારણની અને વ્યુત્પત્તિની પદ્ધતિનો ખ્યાલ રાખવો સવિશેષ જરૂરી છે. જોડણીકોશના નવા સંપાદન વખતે પ્રચલિત નિયમો ઉપર્યુક્ત દૃષ્ટિએ સંશોધનની અપેક્ષા રાખે છે.

અમદાવાદ<br>
તા. ૧-૫-'૪૬

**બેચરદાસ દોશી**

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠાંક | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
| --- | --- | --- | --- |
| ૧૨ | ૪ | ज्ञायिनो | ज्ञायिनो |
| ૧૩ | ૫ | 'આત્માનાં બંધનો' | 'આત્માનાં બંધનો'ના |
| ૩૫ | ૭ | છટ્ટો | છઠ્ઠો |
| ૪૨ | ૧૩ | पुञ्ज | पुञ्जं |
| ૪૬ | ૩ | पच्चति | पच्चेति |
| ૪૬ | ૧૬ | विहिसति | विहिंसति |
| ૫૦ | ૧૪ | सीलन | सीलेन |
| ૫૧ | ૧૯ | નિ શ્રય | નિશ્ચય |
| ૫૨ | ૩ | अन्धकांरन | अन्धकारेन |
| ૫૬ | ૧૮ | પશ્થરના | પત્થરના |
| ૬૧ | ૨૭–૨૮ | સોતાવન્ન | સોતાપન્ન |
| ૮૩ | ૩ | ધીટ | ધીઠ |
| ૮૪ | ૧૬ | उमो | उभो |
| ૮૫ | ૨૪ | ખોટીવાતનો | ખોટી બન્ને વાતનો |

# સંકેતોની સમજ

| | |
| --- | --- |
| અ૦ | અધ્યાય |
| अ० (પાઠાંતરમાં) | ધમ્મપદની અટ્ઠકથાની વાચના |
| ગા૦ | ગાથા |
| ગી૦ | ગીતા |
| પૃ૦ | પૃષ્ઠ |
| म० | બ્રહ્મદેશના ધમ્મપદ (હંસાવતી મુદ્રણાલય)ની વાચના |
| શ્લો૦ | શ્લોક |
| सी० | સિંહલદેશના ધમ્મપદની વાચના |

# અનુક્રમ

'સસ્તું' સાહિત્ય' એટલે 'ઊંચામાં ઊંચું સાહિત્ય'

# 'આમ સાહિત્યશ્રેણી'

આ ગ્રંથાવલિમાં જ્ઞાન–ચારિત્ર્ય–વર્ધક અને નિર્દોષ આનંદ મેળવી શકાય તેવું સાહિત્ય જૂજ કિંમતે બહાર પડે છે. હાલ નીચે પ્રમાણે પુસ્તકો પ્રકટ થયાં છે:–

| | | |
|---|---|---|
| **ગીતાસંકલન**–સંપાદક: શ્રી૦ રમણ મહર્ષિ: મોઢે કરવા જેવા ગીતાના ૪૧ શ્લોકોનું સંકલન, બીજાં બે સંકલનો સાથે | ૫૨ | ૦–૩ |
| **કણ્ઠાભરણમ્**–ચૂંટેલા પ્રાર્થના-મંત્રો-અર્થ સાથે (નવી આવૃત્તિ) | ૬૪ | ૦–૩ |
| **ધ્યાન અને જ્ઞાન**–સ્વામી માધવતીર્થ ... (નવી આવૃત્તિ) | ૪૮ | ૦–૩ |
| **જ્ઞાનનાં ઝરણાં**:–સ્વામી માધવતીર્થ ... (બીજી આવૃત્તિ) | ૬૪ | ૦–૩ |
| **ભક્તરાજ હનુમાન**–હનુમાનજીનું ટૂંકું જીવનચરિત્ર ... | ૮૮ | ૦–૬ |
| **શ્રીમત્ શંકરાચાર્ય**–લેખક: પુરાતન બુચ: જગદ્‌ગુરૂ આદ્ય શંકરાચાર્યનું ટૂંકું જીવન અને કવન ... | ૪૮ | ૦–૩ |
| **ભગવાન બુદ્ધ**–લે૦ પુરાતન બુચ: કેટલાક જીવન-આદર્શોનું નિરૂપણ | ૫૬ | ૦–૪ |
| **શ્રી તૈલંગ સ્વામી**–વિશુદ્ધાનંદ તથા પૌહારીબાબાનાં ચરિત્રો | ૮૮ | ૦–૪ |
| **બાળકોના વિવેકાનંદ**–બાળોપયોગી ટૂંકું ચરિત્ર–નવી આવૃત્તિ | ૫૬ | ૦–૪ |
| **સંત કબીર**–લેખક: પુરાતન બુચ: કબીરજીના જીવન અને ઉપદેશ | ૫૬ | ૦–૩ |
| **કાળમુખી અને બીજી વાતો**–લેખક: ચુનીલાલ મડિયા | ૬૪ | ૦–૩ |
| **ધાવણની ધાર ને બીજી વાતો**–લેખક: ,, ,, | ૬૪ | ૦–૩ |
| **કેરીની મોસમ ને બીજી વાતો**–લેખક: 'શયદા' ... | ७૮ | ૦–૫ |
| **સમ્રાટ શ્રેણિક અને દેવી નંદા**–જૈન સંસ્કૃતિની બે નાટિકાઓ | ૬૪ | ૦–૩ |
| **વિચાર સૂર્યોદય**–તત્ત્વજ્ઞાનની બાળપોથી જેવું સરળ પુસ્તક | ૫૨ | ૦–૩ |

# સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

ભદ્ર, સેશન્સ કોર્ટ પાસે, પો. બો. નં. ૫૦, **અમદાવાદ**
અને કાલબાદેવી રોડ, હાથી બીલ્ડિંગ, ત્રીજે માળે, **મુંબઈ–૨**

**૯. ગામડું બોલે છે :** (સચિત્ર) લે૦ ચુનીલાલ મડિયા
★ હિંદના નમૂનારૂપ એક ગામડાનું સાચું જીવન ૦–૧૦

**૧૦. ગૃહજીવનનાં દશ્યો :** (સચિત્ર) લેખિકા: શ્રી. કુમુદ શેઠ
★ આપણાં ગૃહકુટુંબનાં સાચાં શબ્દચિત્રો ૦–૧૦

**૧૧. મારો ભારત દેશ :** (સચિત્ર) લે૦ કાન્તિલાલ પરીખ
★ ભારતવર્ષનાં સૌંદર્ય અને વૈવિધ્યનો પરિચય ૦–૧૦

**૧૨. આરોગ્યસાધના :** (સચિત્ર) લે૦ ડુંગરશી ધ૦ સંપટ
★ આરોગ્યના સંરક્ષણ અંગે માર્ગદર્શન ૦–૧૦

**૧૩. ભગવાનનાં છોરુ :** (સચિત્ર) લે૦ પુરાતન બુચ
★ હરિજનોના જીવનપ્રસંગોનો હૂબહૂ ચિતાર ૦–૧૦

## નીચેનાં પાંચ પુસ્તકો હવે પછી પ્રકટ થશે

પાંચ પુસ્તકો તૈયાર થયે તેનાં નામ અને લેખક વિષે જાહેરાત કરવામાં આવશે. આજની ધારણા પ્રમાણે એ પુસ્તકોમાં નીચેના વિષયોનો સમાવેશ થશે:–

**૧૪. રવીન્દ્ર-જીવન :**
★ કવિવર રવીન્દ્રનાથ ટાગોરના જીવનનો પ્રેરણાત્મક પરિચય

**૧૫. ગુજરાતના સેવકો :**
★ આજના ગુજરાતને ઘડનારા મૂંગા સેવકોની જીવનકથા

**૧૬. માતૃત્વ :**
★ બાળઉછેરને લગતા પ્રશ્નો અને ઉત્તરો

**૧૭. જાગ્રત નારી :**
★ નારીજીવનને પ્રેરણા આપતા લેખો ને જીવનચરિત્રો

**૧૮. સાહસકથાઓ :**
★ લોકકલ્યાણ અર્થે સાહસ કરનારા વીરોની કથાઓ

## સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

ભદ્ર, નદી જવાને રસ્તે, સેશન્સ કોર્ટ પાસે, **અમદાવાદ**
અને કાલબાદેવી રોડ, હાથી બીલ્ડિંગ, ત્રીજે માળે, **મુંબઈ–૨**

# ધમ્મપદનો સ્વાધ્યાય

## ૧

'સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય'ના સંચાલક તરફથી 'ધમ્મપદ'નો સરળ અનુવાદ કરી આપવાનું નિમંત્રણ મળ્યા પછી હું એ ગ્રંથને લગભગ પાંચ સાત વાર આદ્યોપાંત વાંચી ગયો; અને મને જ્યાં જ્યાં સ્પષ્ટ ન સમજાયું વા સંદેહ જેવું લાગ્યું, ત્યાં ત્યાં નિશાનો કરી રાખ્યાં. પછી વિદ્યાપીઠમાં નિવાસ કરતા માનનીય શ્રી ધર્માનંદજી કોસંબીને પત્ર લખી ધમ્મપદ વિશે કેટલીક ચર્ચા કરવાનો સમય માગી લીધો; અને તે પ્રમાણે કેટલીય વાર વિદ્યાપીઠમાં શ્રી કોસંબીજીને નિવાસે જઈ ધમ્મપદ વિશે જે પૂછવા જેવું હતું, તે બધું પૂછી લઈ એ બાબત તદ્દન અશંક થઈ આ તેનો સરળ અનુવાદ કરેલ છે.

આમ તો મેં ધમ્મપદ ઘણીવાર વાંચેલું, પરંતુ એ વાચન માત્ર સમજવા પૂરતું હતું. જ્યારે તેના આ અનુવાદનો પ્રસંગ આવ્યો, ત્યારે મારે તેને સવિશેષ ગંભીરપણે વાંચવું પડયું અને તેનાં અનેક પારાયણો કરવાં પડયાં. આ પારાયણો પૂરાં કર્યાં પછી મહાભારતના શાંતિપર્વનું અને જૈનઆગમ આચારાંગ, ઉત્તરાધ્યયન અને દશવૈકાલિકનું સવિશેષ સાવધાનતા સાથે અવલોકન કર્યું—તેથી મને એવાં અનેક વચનો મળ્યાં, જે ભાવમાં એ બધા ગ્રંથોમાં એક સમાન છે; બીજાં પણ એવાં કેટલાંક વચનો મળ્યાં, જે શબ્દમાં અને ભાવમાં એ બધા ગ્રંથોમાં એક સમાન છે.

આ પ્રસંગે એક રૂપકકથા યાદ આવે છે: એક મોટા કુટુંબના મુખ્ય મુખ્ય ત્રણ પુરુષો વેપારવણજ માટે જુદી જુદી દિશાઓ તરફ આવેલા પરગણાઓમાં જઈને વસ્યા. આરંભમાં તે બધાઓ વચ્ચે કામકાજને અંગે પરિચય ટકી રહ્યો; પણ પછી કામ-કાજ અને સંતતિપરંપરા વધતાં એકબીજાના સમાચાર આવતા ઓછા થઈ ગયા અને ધીમે ધીમે સમૂળગા બંધ થઈ ગયા. એવો એક પ્રસંગ બન્યો, કે તે જુદા જુદા પરગણામાં વસેલાં ત્રણે કુટુંબો

અકસ્માત રીતે પ્રવાસમાં ભેગાં થઈ ગયાં. પાસે પાસે જ બેઠેલાં, વાતચીતો ચાલી અને તે બધાંએ સાથે ભોજન પણ કર્યું; પરંતુ તેઓ એકબીજાને ઓળખી ન શકયાં તેમ તેમનો એક બીજાનો પરસ્પર કેવો સંબંધ છે તે પણ જાણી ન શકયાં. ત્રણે કુટુંબની ભાષામાં અને પોશાકમાં થોડો થોડો ફેર હતો, આમ છતાં તેઓ એક બીજાના પ્રેમનો રસ અનુભવતા હતા; પ્રવાસ લાંબો હતો એટલે તેમને છૂટા પડવાને વાર હતી. કોને કયાં જવાનું છે એની પડપૂછ ચાલી તો જણાયું, કે તે ત્રણે પરિવારોને એક જ સ્થળે અને એક જ કુટુંબમાં જવાનું નીકળ્યું; આથી તો તેમનામાં એકબીજાની ઓળખાણ માટે આશ્ચર્ય સાથે વધુ પ્રશ્નોત્તરો થયા તો તેમને માલૂમ પડયું, કે તેઓ બધા એક જ કુટુંબના છે અને કાળબળે તેમના વડવાઓ જુદી જુદી દિશાઓમાં આવેલા પરગણાઓમાં જઈને વેપાર માટે વસેલા હતા, પરંતુ ઘણા સમયથી પરિચય ઓછો થઈ ગયેલો તેથી તેઓ એક બીજાને તરતમાં ન ઓળખી શકયા; પરંતુ જ્યારે અંદર અંદર ઊંડી ઓળખાણ અને સંબંધ નીકળ્યા, ત્યારે તેમનામાંના દરેકને નાનાથી મોટા સુધી સૌને મનમાં ભારે આનંદ આનંદ થયો અને કલ્લોલ કરતા એ ત્રણે પરિવારો પોતાના મૂળ વડવાને સ્થાને જઈ પહોંચ્યા.

આ રૂપક જેવી જ પરિસ્થિતિ આપણી એટલે ભારતવર્ષના ત્રણ મહાન ધર્મ પ્રવાહોના અનુયાયીઓની થઈ ગઈ છે; એટલું જ નહિ, પણ એ રૂપક કરતાં આપણી પરિસ્થિતિ વિશેષ બગડેલી છે. એ રૂપકના પરિવારો એકબીજાને ઓળખતા ન હતા એટલે જ એમના વચ્ચેનો સંબંધ જણાયો નહિ; પરંતુ જ્યારે ઓળખ પડી, ત્યારે તેઓ એકબીજાને સ્નેહ સાથે ભેટી પડયા; ત્યારે એ પવિત્ર પ્રાચીન ત્રણે પ્રવાહોના અનુયાયીઓ આપણે તદ્દન પાસે પાસે રહેવા છતાં હળવા–મળવા છતાં અરે શાખપાડોશીની પેઠે સાથે રહેવા છતાં એક બીજાની ઓળખાણ માટે કશી જિજ્ઞાસા જ પ્રકટ કરતા નથી. ઊલટું એક બીજા વિશે ગેરસમજ ફેલાવી પરસ્પર વૈમનસ્ય ઊભું કરવા કટિબદ્ધ રહીએ છીએ; આપણી આ પરિસ્થિતિ કાંઈ આજની નવી નથી, પરંતુ આજ હજારો વર્ષથી ચાલી આવે છે; અને તેને

પરિણામે આપણા ત્રણે પરિવારો વચ્ચે ભારે અંતર પડી ગયેલ છે. એ અંતર પુરાઈ જાય અને આપણા ત્રણે પરિવારો એક બીજાને બરાબર ઓળખે, પોતાના મૂળપુરુષોના સંબંધો જાણી પ્રેમ-એકતા અનુભવે, તો જ આપણી માનવતા શોભે એમ છે. આ અંતર શા માટે પડ્યું છે? કોણે પાડ્યું છે? કોણે એ અંતરને વધાર્યું છે? એવા અનેક પ્રશ્નો ઊભા થાય એમ છે. તેનો ઉત્તર આપવા જતાં વહી-વંચાની પેઠે અહીં પેઢીઓની પેઢીઓનો ઇતિહાસ આપવો જોઈએ; પરંતુ એ માટે આ સ્થળ ઉપયુક્ત નથી એટલે એ વિશે કશું ન લખતાં અંતરને દૂર કરવાના, અંતરને સાંધવાના, ત્રણે વચ્ચે પોતાની જૂની ઓળખાણ તાજી કરવાના ઉપાયો વિશે થોડું ઘણું જણાવવું જરૂરી છે.

ભારતવર્ષનો નગાધિરાજ હિમાલય એક જ છે અને સમુદ્ર પણ એક જ છે. નગાધિરાજમાંથી ગંગા વગેરેના અનેક જળપ્રવાહો નીકળેલા છે અને તે બધા સમુદ્રમાં જઈને ભળી જાય છે. એ બધા પ્રવાહોનું ઉદ્‌ગમસ્થાન એક જ છે, તેમ વૈદિકધર્મ, જૈનધર્મ અને બૌદ્ધધર્મ એ ત્રણે ધર્મપ્રવાહોનું ઉદ્‌ગમસ્થાન એક આત્મનિષ્ઠા છે; અને જેમ એ જલપ્રવાહોનું સંગમસ્થાન એક મહાસાગર છે, તેમ આપણા ત્રણે ધર્મપ્રવાહોનું સંગમસ્થાન નિર્વાણ છે-ત્રણે પ્રવાહોનું પર્યવસાન નિર્વાણમાં જ થાય છે. આ રીતે આપણા બધા ધર્મ વા સંપ્રદાયોનું મૂળ અને પર્યવસાન એક જ છે. એટલે આપણે એક બીજાને ઓળખવા-સમજવા વિશે સતત અભ્યાસ કરવો જોઈએ અથવા પૂછી પૂછીને એ બાબત જાણી લેવું જોઈએ, એમ કરી કરીને પરસ્પર સમતા ને મૈત્રી ખીલવવી જોઈએ. જળપ્રવાહો જેમ વિશેષ લાંબા તેમ તેમાં વાંકધોંક, ઊંડાઈ, છીછરાપણું, સ્વચ્છતા, મલિનતા વગેરે રહેવાનાં જ. આજ લગી કોઈ પણ જળપ્રવાહ એવો નથી જણાયો, જે તદ્દન સીધો અને સ્વચ્છ વહી જઈ મહાસાગરમાં ભળી જતો હોય; તે જ પ્રમાણે બહુ સમયથી ચાલ્યો આવતો કોઈ પણ ધર્મપ્રવાહ એવો નથી, કે જેમાં વાંકધોંક ઊંડાઈ, છીછરાપણું, સ્વચ્છતા, માલનતા વગેરે ન પેઠાં હોય. આમ છતાં આ વાત નક્કી છે, કે ભારતીય ધર્મ

પ્રવાહોમાં મૂળતઃ એકતા અને પરિણામે પણ એકતા ચાલુ રહી છે. આ હકીકતને પંડિત લોકોએ જનતામાં ગાઈ વગાડીને ફેલાવવી જોઈએ. તે માટેની તમામ સમજૂતીઓ આમજનતાના કાન સુધી પહોંચાડવી જોઈએ; અને તેમ કરીને પૂર્વના પંડિતોએ જનતા વચ્ચે ધર્મને નામે જે મોટી ખાઈ ખોદેલી છે, તેને પૂરી નાખવા કટિબદ્ધ થઈ પોતાની જાતનું કલંક દૂર કરવું જોઈએ.

શાળા–પાઠશાળાઓમાં, મહાવિદ્યાલયોમાં કે વિદ્યાપીઠોમાં, મંદિરોમાં, મસ્જિદોમાં, અગિયારીઓમાં કે જ્યાં ક્યાં ય ધર્મનું શિક્ષણ–પઠન–પાઠન વા વ્યાખ્યાન ઉપદેશ ચાલતાં હોય, ત્યાં બધે સ્થળે એક–બીજાના ધર્મની તુલના કરવા સાથે તટસ્થભાવપૂર્વક–સમભાવપૂર્વક એકબીજાના ધર્મ પ્રતિ આદરબુદ્ધિ રાખવા સાથે એ ધર્મશિક્ષણ ચાલે એ માટે જરૂર પ્રયત્ન કરવો જોઈએ. તે તે ધર્મસંસ્થાના સંચાલકો આ વિશે ખાસ લક્ષ કરે, તો આપણી નવી પેઢીમાં તૈયાર થનારા છાત્રોમાં સર્વધર્મસમભાવની વૃત્તિ જરૂર ખીલે; અને ઉત્તરોત્તર તે વૃત્તિ વધુ વિકાસ પામતાં માનવમાનવ વચ્ચે ધર્મને નામે જે કલહો ચાલે છે, તે ઓછા થતા થતા જરૂર સમૂળગા શાંત થઈ જાય.

શિક્ષણસંસ્થાઓની પેઠે આપણાં પોતાનાં ઘરોમાં, શેરીઓમાં, અખાડાઓમાં, ચોરામાં કે ચૌટામાં પણ એક બીજાના ધર્મ પ્રત્યે સમભાવ કેળવી શકાય એવું વાતાવરણ રચવા આપણા કુટુંબના વડીલોએ અને તે તે સ્થાનના નાયકોએ જરૂર સવિશેષ પ્રયત્ન કરવો જોઈએ; એ પ્રયત્ન એટલે બીજી બીજી ધર્મપરંપરાના મૌલિક કે મિશ્રસાહિત્યનું ઊંડું અવગાહન કરી તે વિશે મનન કરી એક બીજા ધર્મોના મૂળ સિદ્ધાંતોમાં કેવી રીતે એકતા સચવાયેલી છે અને એક-બીજાના ધર્મોનો હેતુ પણ કેવો એક સરખો છે, એ બાબત તટસ્થપણે વાતો જમાવી ફેલાવવી જોઈએ. બાળવાતોમાં, કિશોરવાતોમાં અને યુવકકથાઓમાં પણ એકબીજા ધર્મના ગુણો, વિશેષતાઓ, વિવિધ ક્રિયાકાંડો વગેરેની ગૂંથણી સર્વધર્મસમભાવની વૃત્તિ જેવી રીતે ખીલે તેવી રીતે જરૂર થવી જોઈએ. એ વાતોમાં નરદમ કૃત્રિમતા ન હોવી ઘટે; પરંતુ એક બીજા ધર્મવાળા વચ્ચે જે હજુ પણ એખલાસ

ટકી રહ્યો છે, સહાનુભૂતિ સચવાઈ રહેલી છે, તેના બનેલા બનાવોની સમુચિત હકીકતો રોચક ભાષામાં એ વાતોમાં વણાયેલી હોવી જોઈએ.

સમજી શકાય એવી વાત છે, કે માનવમાત્રને પોતાના કુળ-સંસ્કારથી આવેલા ધર્મનો આગ્રહ હોય, એનો વિશેષ આદર હોય અને પોતાનું કલ્યાણ પોતાની પરંપરાના ધર્માચરણથી જ છે એવી ખરી શ્રદ્ધા પણ હોય; તેટલા માત્રથી માનવ બીજાના ધર્મ પ્રતિ અરુચિ–તિરસ્કાર દાખવે, પોતાના સિવાય બીજાનો ધર્મ કલ્યાણ કરી શકે જ નહિ એવી વૃત્તિ રાખે, એ શું ઉચિત છે? પોતાનો જ ધર્મ ઈશ્વરપ્રણીત છે અને સર્વથા સંપૂર્ણ છે, અને બીજાનો ધર્મ પાખંડ છે–મિથ્યા છે અને તદ્દન અપૂર્ણ છે એવું સમજે, એ પણ શું ઉચિત છે? મારા પિતા જેમ મારે માટે આદરણીય છે, છત્રરૂપ છે, તેમ બીજાના પિતા બીજાને માટે આદરણીય છે અને છત્રરૂપ છે; એની કોઈ ના પાડી શકે ખરું? મહાસાગરમાં તરતી મારી નાવ જ પાર પહોંચાડી શકે છે અને જે બીજી બીજી નાવો ચાલે છે તે તેમાંના બેસારુઓને પાર પહોંચાડી શકવાની નથી જ, એમ કહેવું કેટલું બધું બેહૂદું છે? આપણામાં પરસ્પર એકબીજાના ધર્મની ઓળખ વધે અને તે દ્વારા પરસ્પર સમભાવ કેળવાય, તે માટે સભાઓ, મંડળો વગેરે ગોઠવાયાં કરવાં જોઈએ; તે જ માટે મેળા, ઉત્સવો, વનવિહારો, રમતગમતો વગેરે પ્રવૃત્તિઓ પણ યોજાયા કરવી જોઈએ, અને બની શકે તેટલા પ્રામાણિક પ્રયત્નોદ્વારા એકબીજાના ધર્મ તરફ સમભાવ રાખવાની વૃત્તિ સવિશેષ ખીલે એ સારુ વિવિધ પ્રયાસો ચાલ્યા જ કરવા જોઈએ; એવાં નાટકો, ભવાઈઓ, ચલચિત્રો વગેરે પણ યોજાવાં જોઈએ; આપણે બધા સમૂહમાં કે વ્યક્તિગત જ્યારે જ્યારે ભેગા થઈએ, ત્યારે બીજી બીજી વાતો સાથે એકબીજાના ધર્મની ખૂબી સમજવાની પણ વાતો અવશ્ય કરવી જ એવો દૃઢ નિયમ રાખવો જોઈએ. આવા પ્રબળ પ્રયત્નો સિવાય હજારો વર્ષથી ચાલી આવતી આ ધાર્મિક અસ્પૃશ્યતા દૂર થવાનો કે ઓછી થવાનો સંભવ નથી.

આપણા પૂર્વપુરુષોએ એટલે વૈદિક પરંપરાના તાર્કિક આચાર્યોએ જૈનપરંપરા અને બૌદ્ધપરંપરા વિશે ભારે ગેરસમજૂતીઓ ઊભી

થાય એવા અનેક ઉલ્લેખ પોતપોતાના શાસ્ત્રોમાં કરેલા છે, એવી કેટલી ય કથાઓ પણ ઉપજાવી કાઢેલી છે. એ જ રીતે જૈનપરંપરામાં અને બૌદ્ધપરંપરાના તાર્કિક પંડિતોએ વૈદિક પરંપરા સંબંધે અનેક ગેરસમજૂતીઓ પેદા થાય એવાં લખાણો પોતપોતાના ગ્રંથોમાં નોંધેલાં છે અને એવી જ કેટલી ય દંતકથાઓ પણ જોડી કાઢેલી છે. એ જ પ્રમાણે જૈનપરંપરાના પંડિતોએ બૌદ્ધપરંપરાને વગોવવાનું અને બૌદ્ધપરંપરાના વિબુધોએ જૈનપરંપરાને વગોવવાનું ચાલુ રાખેલ છે. આને પરિણામે ષડ્દર્શનો અને ષડ્દર્શનોના તમામ સંપ્રદાયો પણ માંહોમાંહે એક બીજાની નિંદા કર્યા સિવાય રહી શક્યા નથી. પરસ્પર તિરસ્કાર બતાવવા મિથ્યાદષ્ટિ, નિહ્નવ, નાસ્તિક વગેરે નવા નવા શબ્દો પણ તેમણે યોજી કાઢેલા છે. વિષ્ણુનો પૂજક શિવનું નામ ન લે; એટલું જ નહિ, ‘ કપડું શીવવું ’ એવું ‘ શિવ ’ ઉચ્ચારણવાળું વાક્ય પણ ન બોલે. મહાવીર બધે સરખા, છતાં ય શ્વેતાંબરપરંપરાનો જૈન દિગંબરમંદિરના મહાવીરની સામે પણ ન જુએ; અને દિગંબરપરંપરાનો જૈન શ્વેતાંબરપરંપરાના મહાવીરને વીતરાગ પણ ન માને—આટલી હદે મામલો પહોંચી ગયેલ છે. વૈદિક પરંપરાનો પંડિત કહેશે, કે અમે સ્વીકારેલો જ ઈશ્વર સર્વજ્ઞ છે, જૈનપરંપરાનો પંડિત કહેશે, કે અમારા તીર્થંકરો, સિદ્ધો અને કેવળીઓ સિવાય બીજો કોઈ સર્વજ્ઞ સંભવે જ નહિ. બૌદ્ધપરંપરાનો પંડિત વળી એમ કહેશે, કે બુદ્ધો સિવાય જગતમાં બીજો કોઈ સર્વજ્ઞ થઈ શકે નહિ. આવા આવા વિવાદો વધતાં વધતાં ષડ્દર્શનનાં તમામ તર્કશાસ્ત્રો કલેશમય બની ગયાં છે, અને એ શાસ્ત્રોને ભણનારા મૃદુ મનના છાત્રો ઉપર એ શાસ્ત્રો ભારે દુરાગ્રહની છાપ પાડી રહ્યાં છે. આ બધાનો નિવેડો વિચારોની ઉદારતા દ્વારા જ લાવી શકાય એમ છે. આગળ કહ્યા પ્રમાણે પ્રત્યેક સંતાનનો પિતા તેને માટે પૂજનીય—માનનીય છે; તેમ પ્રત્યેક પરંપરાનો પ્રવર્તક તેના અનુયાયીઓ માટે સર્વજ્ઞ જ રહેવાનો અને એ વિશે કોઈ પણ પરંપરાવાળાએ કશો પણ વાંધો લેવો ન ઘટે. આવી ઉદારતા કેળવ્યા સિવાય આપણામાં સર્વધર્મસમભાવની વૃત્તિ ખીલી શકવાનો સંભવ નથી. એકબીજાના દેવને અસર્વજ્ઞ, કુદેવ વગેરે કહી તેમનાં

શાસ્ત્રોને અપ્રમાણ ઠરાવવા આપણા પૂર્વપુરુષોએ તર્કશાસ્ત્રો દ્વારા જે પ્રયત્ન કરેલો છે, તેનું પરિણામ ભારે ભયંકર આવેલું છે. એકબીજા વચ્ચે આપણામાં દ્વેષબુદ્ધિ પેદા થયેલી છે, સંગઠન જતું રહેલ છે, એકબીજાને ધર્મ દ્વારા ઓળખવાની વૃત્તિ સમૂળગી નાબૂદ થઈ ગયેલ છે, વધારે શું કહેવું? આવડા મોટા ગુજરાત દેશમાં વૈદિક પરંપરાના કોઈ પંડિતને જઈને પૂછો, કે આપ જૈન અને બૌદ્ધ ધર્મ વિશે ખરી હકીકત કેટલી કહી શકો એમ છો? એ જ રીતે જૈનપરંપરાના કોઈ આચાર્યને જઈને પૂછો, કે આપ વૈદિક પરંપરા વિશે ખરો પરમાર્થ કેટલો બતાવી શકો છો? તો મારી ખાતરી છે, કે આનો ઉત્તર આપનારો કોઈ જ મળવાનો નથી. આપણા દેશમાં બૌદ્ધપરંપરાનો તો પ્રચાર નથી; એટલે એ વિશે શું લખવું? આખા દેશની વાત એક કોરે મૂકો, એક જૈન અને બ્રાહ્મણ જ્યાં શાખપાડોશી તરીકે રહેતા હોય, ત્યાં પણ તેઓ એક બીજાના ધર્મનો કશો પરિચય સાધતા હોતા નથી, સાધતા હોય તો પરસ્પર ઘૃણા કે તિરસ્કારની લાગણી જ; કયો એવો વૈદિક પંડિત છે, કે જેણે જૈન શાસ્ત્રો પરમાર્થબુદ્ધિથી વાંચવા પ્રયત્ન કર્યો હોય અને કયો એવો જૈન સૂરિ છે, કે જેણે સદ્‌ભાવ સાથે વૈદિક ગ્રંથો વાંચ્યા હોય? ગીતાજી જેવું પ્રસિદ્ધ પુસ્તક પણ જૈન સૂરિઓ વાંચવા આદર ન રાખે અને ઉત્તરાધ્યયન જેવાં પ્રસિદ્ધ જૈન પુસ્તકોને વાંચવાનો આદર બ્રાહ્મણ પંડિતો ન રાખે, ત્યાં સુધી એક બીજા ધર્મનો ખરો પરિચય સધાવો કઠણ છે. એમ ન થાય ત્યાં સુધી અહિંસાધર્મનું પાલન પણ અશકય છે. કમનસીબ છે આપણા દેશનાં, કે જેના સાહિત્યમાં નિત્યવૈરના સમાસવાળા ઉદાહરણમાં "ब्राह्मणश्रमणम्" નું ઉદાહરણ હજુ પણ વિદ્યમાન છે, અને ભાષામાં પણ "જેગીજતિને વેર" વાળી કહેવત શામળભટ્ટની વાણીમાં ઊતરી છે. આવી ભારે દુઃખદાયી પરિસ્થિતિ વચ્ચે સર્વધર્મસમભાવની પ્રવૃત્તિ માટે ભારે પ્રયત્ન કરવો રહ્યો. આપણે સૌએ ખાસ યાદ રાખવાનું છે, કે સર્વધર્મસમભાવ સધાયા વિના આપણા પોતાનાં ધર્માનુષ્ઠાનોની પણ સાધના ખરી રીતે અટકી પડી છે; ભલે મંદિરોમાં ઘંટો વાગે, શંખો ફૂંકાય કે

લોકની ભીડ જામે, પરંતુ ધર્મનો મૂળ પાયો અહિંસા જ નષ્ટ થઈ ગયેલ છે. હવે તો વૈદિક ધર્મ, જૈન ધર્મ, બૌદ્ધ ધર્મ એ ત્રણના જ પરિચયથી પણ ચાલે એમ નથી; પારસી ધર્મ, ખ્રિસ્તિ ધર્મ અને ઇસ્લામ ધર્મનો પણ પરિચય મેળવવો રહ્યો. કેવળ જિજ્ઞાસા બુદ્ધિ રાખીને, આદરભાવ રાખીને એ ધર્મોના રહસ્યને સમજવું જરૂરી છે. એ વિના આપણો સર્વધર્મ સમજવાનો પ્રયત્ન અધૂરો જ રહેવાનો છે. આપણો "समो यः सर्वभूतेषु"નો જીવનવ્યાપી સિદ્ધાંત માત્ર પાઠમાં જ રહેવાનો છે; અને "मित्ती मे सव्वभूतेसु"ની વાત પણ માત્ર પોપટવાણી જ બનવાની છે. આપણા દેશની પ્રજાની અધોગતિ અટકાવવી હોય, પ્રગતિ ફેલાવવી હોય, આપણી પરતંત્રતા તોડવી હોય, સ્વતંત્રતા મેળવવી હોય, તો સંગઠન એ અમોઘ ઉપાય છે. સર્વધર્મસમભાવની વૃત્તિ કેળવાયા વિના ખરું સંગઠન સંભવતું નથી. માટે દેશની તમામ ધર્મસંસ્થાઓ, સાહિત્યસંસ્થાઓ અને દેશના પ્રધાન પુરુષો, પંડિત પુરુષો સર્વધર્મસમભાવનું વાતાવરણ ઊભું કરવા વિશેષમાં વિશેષ આચારમય પરિસ્થિતિ આદરે અને એ વિશેના બીજા પણ શક્ય પ્રયત્નો કરે એ ભારે જરૂરનું છે.

સર્વધર્મસમભાવની વૃત્તિને ટેકો આપવાના જ ઉદ્દેશથી 'સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય' દ્વારા, પવિત્ર ધમ્મપદનો સરળ અનુવાદ કરવાનું માથે લીધું છે. જે શ્રદ્ધાથી કોઈ બૌદ્ધધર્મી આ ગ્રંથને જુએ, એવી જ શ્રદ્ધાથી આ સરળ અનુવાદ કરવાનો મારો પ્રયાસ છે. એ કેટલો સફળ થયેલ છે એ હું જાણતો નથી; પરંતુ મારી જાતને તો તે કામમાં ભારે રસ, સંતોષ અને ધર્માસ્વાદ મળ્યાં છે એમાં શક નથી.

## ૨

ધમ્મપદના પરિચય વિશે પણ લખવું જરૂરી છે. આરંભમાં એ ગ્રંથનો બહિરંગ પરિચય કરાવી, બાદ તેના અંતરંગ પરિચયની ચર્ચા કરીશ :—

વૈદિક પરંપરામાં જે મહત્ત્વ અને આદરણીય સ્થાન શ્રી ગીતાજી-

નું છે, તે જ સ્થાન, [1]બૌદ્ધપરંપરામાં આ ધમ્મપદનું છે. બહિરંગ પરિચયમાં ૧ 'ધમ્મપદ'નો અર્થ, ૨ ધમ્મપદની ભાષા ૩ ધમ્મપદનાં પ્રકરણો–એ ત્રણ મુદ્દાઓ પ્રધાનપણે ચર્ચવાના છે.

**ધમ્મપદનો અર્થ**: ધમ્મ અને ધર્મ એ બન્ને શબ્દો મળતા મળતા છે, તેમનો અર્થ પણ મળતો મળતો છે. અમરકોશકાર 'ધર્મ' શબ્દના છ અર્થો બતાવે છેઃ પુણ્ય, યમ, ન્યાય, સ્વભાવ, આચાર અને સોમપાન કરનાર. (અમરકો૦ કાંડ ૩ નાનાર્થવર્ગ શ્લો૦ ૧૩૮) હેમચંદ્ર અને અભિધાનપ્પદીપિકામાં 'ધર્મ'શબ્દના વિશેષ અર્થો આપેલા છેઃ યમ, ઉપમા, પુણ્ય, સ્વભાવ, ધનુષ્ય, સત્સંગ, અર્હત અહિંસા વગેરે ધર્મ, ન્યાય, રહસ્ય તથા દાનધર્મ વગેરે ધર્મ (હેમચંદ્ર અનેકાર્થસંગ્રહ બીજું કાંડ શ્લો૦ ૩૧૯, ૩૨૦) ધર્મ એટલે સ્વભાવ, પરિવર્તન, પ્રજ્ઞા, ન્યાય, સત્ય, પ્રકૃતિ, પુણ્ય, જ્ઞેય, ગુણ, આચાર, સમાધિ, નિસ્સત્તતા (?) આપત્તિ અને કારણ વગેરે (અભિધાનપ્પદીપિકા–અનેકત્થવગ્ગ ગાથા ૭૮૪) જેમ કોશકારોએ 'ધમ્મ' શબ્દના અનેક અર્થો બતાવેલા છે તેમ 'પદ' શબ્દના પણ અનેક અર્થો બતાવેલા છેઃ "પદ એટલે વ્યવસાય, રક્ષણ, સ્થાન, ચિહ્ન, પગ અને વસ્તુ" (અમરકો૦ કાંડ ૩ નાનાર્થવર્ગ શ્લો૦ ૯૩) "પદ એટલે સ્થાન, અંતે વિભક્તિવાળો શબ્દ, વાક્ય, ચિહ્ન, વસ્તુ, રક્ષણ, પગ, પગનું નિશાન, વ્યવસાય–નિશ્ચય, બાનું" (હેમચંદ્ર અનેકાર્થસં૦ બીજું કાંડ શ્લો૦ ૨૨૫, ૨૨૬) "પદ એટલે સ્થાન, રક્ષણ, નિર્વાણ, કારણ, શબ્દ, વસ્તુ, અંશ, પગ, પગનું નિશાન" (અભિધાનપ્પ૦ અનેકત્થવ૦ ગાથા ૮૧૯) કોઈ પણ શબ્દ જ્યારે પ્રથમ પ્રથમ પ્રવૃત્ત થાય છે, ત્યારે તેના આટલા બધા અર્થો હોવાનો સંભવ નથી; પરંતુ મૂળે તેનો એક અર્થ હોય છે, પણ પાછળથી શબ્દનો વ્યવહાર વધતાં તેના

---

[1] જૈનપરંપરામાં આ પ્રકારનો કોઈ પ્રાચીન સંગ્રહગ્રંથ નથી; પરંતુ એવો એક નવો સંગ્રહગ્રંથ તૈયાર કરવામાં આવેલ છે. અને તે 'મહાવીર વાણી'ને નામે સસ્તા સાહિત્ય મંડળ (દિલ્હી) દ્વારા પ્રકાશિત થયેલ છે.

ઉપર જણાવેલા અનેક અર્થો થવા પામે છે. અર્થો એટલે પદાર્થો વા ક્રિયાઓ અનેક છે અને તેની અપેક્ષાએ શબ્દો ઘણા પરિમિત છે: માટે જ કવિઓ અને તે પછી કોશકારો શબ્દોના અનેક અર્થોનું સૂચન કરે છે. 'ધમ્મ' શબ્દમાં મૂળ 'ધૃ' ધાતુ છે એટલે તેનો પ્રધાન અર્થ 'ધારણ કરવું' છે—પોતાના સ્વભાવથી ખસી જતી વસ્તુઓનું ધારણ કરે-સ્થિર રાખે તેનું નામ 'ધમ્મ'. 'પદ' શબ્દમાં મૂળ 'પદ' ધાતુ છે, તેનો પ્રધાન અર્થ 'ગતિ' અથવા 'બોધ' થાય છે. જેનાથી બોધ થઈ શકે તેનું નામ પદ-અર્થાત્ વચન કે વાક્ય. વિશેષ નામ તરીકે 'ધમ્મપદ'ના 'ધમ્મ'નો અર્થ તેના ધાત્વર્થ પ્રમાણે લેવાનો છે; અર્થાત્ સદાચાર સત્ય અહિંસા વગેરે અર્થમાં અહીં 'ધમ્મ' શબ્દ છે અને એ ધમ્મનો જેનાથી બોધ થાય તેનું નામ પદ એટલે 'પદ' શબ્દનો અર્થ અહીં વાક્ય કે વચન છે. 'ધમ્મપદ' આખા નામનો અર્થ ધમ્મનાં બોધક વાક્યો. એવાં વાક્યોના સંગ્રહ માટે પણ 'ધમ્મપદ' શબ્દને અહીં સમજવાનો છે. આ જ ગ્રંથમાં અહીં બતાવેલા અર્થ માટે 'ધમ્મ' અને 'પદ' શબ્દો વપરાયેલા છે. 'ધમ્મ' માટે જુઓ ગા૦ ૨૦ અને 'પદ' માટે જુઓ ગા૦ ૧-૨-૩ સહસ્રવર્ગ. કેટલાક પંડિતો 'ધમ્મપદ'નો અર્થ 'ધર્મનો માર્ગ' કરે છે, પરંતુ તેના કરતાં ઉપરનો અર્થ વિશેષ સંગત જણાય છે; માટે 'ધમ્મપદ'નો સળંગ અર્થ 'ધર્મનાં વચનોનો સંગ્રહ' અહીં સ્વીકાર્ય છે. બૌદ્ધ પરિભાષામાં 'ધમ્મ' શબ્દ 'ચિત્તના સ્વભાવ' અર્થમાં પણ સાંકેતિક છે; પરંતુ 'ધમ્મપદ'ના 'ધમ્મ'નો એ પારિભાષિક અર્થ અહીં લેવાનો નથી. આ સંગ્રહની પ્રથમ ગાથામાં 'ધમ્મ' શબ્દનો એ પારિભાષિક અર્થ લેવાયેલ છે એ ખ્યાલમાં રહે.

**ધમ્મપદની ભાષા:** વૈદિક પરંપરાનાં પ્રાચીન શાસ્ત્રોનો મોટો ભાગ લોકભાષામાં નથી પરંતુ પંડિતોની ભાષામાં છે. એ પરંપરા મહાભાષ્યકાર પતંજલિના સમયથી પંડિતોની ભાષાને પ્રતિષ્ઠા આપે છે, ત્યારે જૈનપરંપરા અને બૌદ્ધપરંપરા મૂળથી જ લોકભાષાને

પ્રતિષ્ઠા આપે છે. વૈદિકપરંપરા (શ્રી કુમારિલ ભટ્ટ) એમ કહે છે, કે પંડિતોની ભાષામાં રચાયેલાં શાસ્ત્રો પ્રમાણભૂત છે અને લોકભાષામાં રચાયેલાં શાસ્ત્રો પ્રમાણભૂત નથી; ત્યારે બૌદ્ધપરંપરા અને જૈનપરંપરા ખાસ કોઈ ભાષાને મહત્ત્વ કે પ્રામાણ્ય ન આપતાં જે સમયે જે ભાષા લોકપ્રતિષ્ઠિત હોય, તેને પોતાના વિચારોનું વાહન બનાવે છે. ભારતવર્ષના સંતયુગમાં તમામ સંતોએ પોતાના વિચારનું વાહન તે તે સમયની લોકભાષાને જ બનાવેલ છે; અને તેમ કરતાં તેમને પંડિતો તરફથી જે જે કષ્ટ સહન કરવાં પડ્યાં છે, તે સૌને સુવિદિત છે. ધમ્મપદની ભાષા પણ તેના સમયની લોકભાષા છે–એનું નામ માગધી ભાષા છે. જૈનશાસ્ત્રોનો પ્રધાન ભાગ અર્ધમાગધીમાં લખાયેલો છે, આ અર્ધમાગધી અને માગધીમાં ઝાલાવાડની ભાષામાં અને ગોહિલવાડની ભાષામાં જેટલું અંતર છે તેનાથી કશું વિશેષ અંતર નથી. માગધી એટલે મગધની પ્રચલિત ભાષા અને અર્ધમાગધી એટલે મગધ અને મગધ બહારના પ્રદેશની પ્રચલિત ભાષા. હમણાં હમણાં 'માગધી'ને બદલે બૌદ્ધસાહિત્યની ભાષા માટે 'પાલિ' શબ્દ વિશેષ ખ્યાતિ પામેલ છે; પરંતુ ખરી રીતે 'પાલિ' શબ્દ કોઈ પ્રકારની ભાષાનો સૂચક નથી. 'પાલિ' શબ્દને અમુક ભાષાનો વાચક સમજી આપણ દેશના અને પરદેશના મોટા મોટા પંડિતોએ એની વ્યુત્પત્તિ માટે અનેક પ્રકારની ચિત્રવિચિત્ર કલ્પનાઓ કરેલી છે: પાટલિપુત્રનો 'પાટલિ' ભાગ, પલ્લિ, પાલિ, પંક્તિ, મારવાડનું 'પાલિ' ગામ, 'પહ્લવી' શબ્દ વગેરે અનેક શબ્દો સાથે ભાષાવાચક 'પાલિ' શબ્દનો સંબંધ જોડવા પ્રયાસો થયા છે; પરંતુ તે બધા અસંગત છે. જ્યાં મૂળે 'પાલિ' શબ્દ ભાષાવાચક ન હોય, ત્યાં એ બધી સ્વૈરકલ્પનાઓ બંધ બેસે પણ શી રીતે? માગધી ભાષામાં परियाय કે पलियाय શબ્દ 'ધર્મના ઉપદેશ'ના અર્થમાં પ્રચલિત[1] છે. તેનું એક બીજું ઉચ્ચારણ पालियाय થાય છે. આ 'पालियाय' શબ્દનું જ ટૂંકું ઉચ્ચારણ 'पालि' શબ્દ છે. બુદ્ધ ભગવાને જે જે ઉપદેશો આપેલા છે, તે તમામનું નામ पालियाय કે

---

૧ જુઓ અભિધાનપ્પદીપિકા ત્રીજું કાંડ શ્લો૦ ૮૩૭

पालि છે; એટલે એ ઉપદેશો જે ભાષામાં અપાયા કે લખાયા, તેનું નામ પણ पालि પ્રચલિત થયું; એટલો આ 'पालि' શબ્દનો ઇતિહાસ છે. ધમ્મપદની ભાષા માગધી છે અને બુદ્ધના ઉપદેશોની દૃષ્ટિએ તેને 'पालि' શબ્દથી પણ કહી શકાય; બાકી ભાષાનું નામ તો पालि નથી જ. આ સાથે 'ધમ્મપદ'ના સમય વિશે પણ થોડો વિચાર કરી લઈએ: ખરોષ્ટી લિપિમાં લખેલું એક પ્રાકૃત ખંડિત (હસ્તલિખિત) ધમ્મપદ ચિની તુર્કસ્તાનમાં ખોટાન પાસે મળી આવેલ છે. ઐતિહાસિકોનો એવો મત છે, કે તેનો સમય ઈ. સ. ત્રીજા સૈકાનો છેલ્લો ભાગ હોવો જોઈએ. આ ઉપરથી એમ સિદ્ધ થાય છે, કે આ માગધી ભાષાનું ધમ્મપદ એ પ્રાકૃત ધમ્મપદ કરતાં ઘણું પ્રાચીન હોવું જોઈએ.

**ધમ્મપદનાં પ્રકરણો:** આ મુદ્દામાં ધમ્મપદમાં વર્ણવેલી હકીકત અને તેનાં પ્રકરણો વિશે વિચારવાનું છે. ધમ્મપદના આરંભમાં જ જણાવેલ છે, કે "બધા વિચારોમાં મન આગેવાન છે". "કોઈ દુષ્ટ મનથી બોલે કે બીજી કાંઈ પ્રવૃત્તિ કરે, તેની પાછળ દુઃખ ચાલ્યા કરે છે." આમ કહીને બુદ્ધ ગુરુ મનશુદ્ધિની અગત્ય ઉપર વિશેષ ભાર મૂકે છે. વૈદિક પરંપરામાં અને જૈનપરંપરામાં પણ "मन एव मनुष्याणां कारणं बन्ध-मोक्षयोः" કહીને સંકલ્પશુદ્ધિ ઉપર સવિશેષ ભાર મૂકેલો છે. સંકલ્પ શુદ્ધિ સિવાય શુદ્ધ પ્રવૃત્તિ થઈ શકતી નથી અને તે વિના વ્યક્તિને કે સમૂહને સુખ સંતોષ મળવાનો સંભવ નથી. એ માટે સત્ય, સંયમ, સંતોષ, અપરિગ્રહ, અહિંસા, બ્રહ્મચર્ય, પ્રજ્ઞાવિકાસ વગેરે ગુણો ખીલવવા જોઈએ. અને ક્રોધ, દ્રોહ, ઈર્ષ્યા, વૈર, લોભ, મોહ, હિંસા, અસત્ય વગેરે દુર્ગુણોને છોડી દેવા જોઈએ. આ જ હકીકત આરંભથી અંત સુધી આ ગ્રંથમાં વર્ણવાયેલી છે. કોઈ વિવેકી સંગ્રહકારે આ હકીકતને આ ગ્રંથમાં છવ્વીશ વર્ગોમાં ગોઠવેલી છે. અને વર્ગમાં આવતી હકીકત ઉપરથી કે વર્ગના આરંભમાં આવતા શબ્દો ઉપરથી વા વર્ગની રચના પદ્ધતિને આધારે અમુક અમુક ગાથાના સમૂહને અમુક અમુક વર્ગનાં નામ અપાયેલાં માલૂમ પડે છે. પહેલા વર્ગનું નામ 'યમક' વર્ગ છે. તેમાં બબ્બે ગાથાદ્વારા સામસામા વિરોધી વિષયોનું નિરૂપણ

છે. પહેલી ગાથામાં દુઃખ વિશે અને બીજી ગાથામાં સુખ વિશે; એ જ પ્રમાણે, ત્રીજી ગાથામાં વૈરની અશાંતિ વિશે અને ચોથી ગાથામાં વૈરની શાંતિ વિશે; સાતમી ગાથામાં મારના પ્રભાવ વિશે અને આઠમી ગાથામાં મારના અસામર્થ્ય વિશે વર્ણવેલું છે; અર્થાત્ ગાથાના યમક (જોડી) દ્વારા પ્રથમ વર્ગમાં વિષય વર્ણન કરેલ છે, માટે તેનું નામ 'યમકવર્ગ,' બીજા 'અપ્રમાદવર્ગ'નો વિષય તેના નામ દ્વારા જ જાણીતો છે. ત્રીજા 'પુષ્પવર્ગ'માં બધી થઈને સોળ ગાથાઓ છે, તેમાં માત્ર સાતમી અને ચૌદમી એ બે ગાથા સિવાય બાકીની બધી ગાથાઓમાં 'પુષ્પ' શબ્દનો કોઈને કોઈ પ્રકારે ઉલ્લેખ આવે છે; એટલે આ વર્ગમાં ઉપમા તરીકે 'પુષ્પ' શબ્દનો ઉપયોગ છે, તેમ તેના ખરા અર્થમાં પણ તેનો પ્રયોગ (ગા૦ ૬) છે; તથા 'કામદેવનાં શસ્ત્રો' અર્થમાં અને 'વાસના' અર્થમાં પણ તે અહીં વપરાયેલો છે અને જ્યાં 'પુષ્પ' શબ્દનો ચોકખો ઉલ્લેખ નથી, ત્યાં પણ સુગંધવાળી વસ્તુઓની હકીકત આવેલી છે, એટલે આ વર્ગનું નામ 'પુષ્પવર્ગ' ગોઠવ્યું જણાય છે. આ વર્ગમાં આવેલી છઠ્ઠી ગાથા વર્ગના પ્રચલિત ભાવમાં બરાબર ગોઠવાતી નથી; પરંતુ સંગ્રહકારે તેમાં 'પુષ્પ' શબ્દ આવેલો જોઈને તેને આ વર્ગમાં ગોઠવી દીધી લાગે છે. પાંચમા વર્ગની સોળ ગાથાઓમાં 'બાલ' શબ્દના ઉલ્લેખવાળી વધારે ગાથાઓ છે; એટલે આ વર્ગને 'બાલવર્ગ' કહેલો જણાય છે. છઠ્ઠા વર્ગની ગાથાઓમાં પંડિતોના આચરણો વિશેની હકીકતો બતાવેલ છે અને તેમાં કોઈ કોઈ ગાથામાં 'પંડિત' શબ્દનો ઉલ્લેખ પણ છે તેથી એનું નામ 'પંડિતવર્ગ' કલ્પેલું લાગે છે. આઠમા વર્ગની ગાથાઓમાં સહસ્ર અને શત સંખ્યા આપીને જે કહેવાનું છે, તે કહી બતાવેલ છે. અને પ્રારંભની ગાથામાં 'સહસ્ર' શબ્દનો ઉલ્લેખ પણ છે; માટે એનું નામ 'સહસ્રવર્ગ' રાખેલું હોઈ શકે. નવમો નાગવર્ગ: નાગ એટલે હાથી. 'હાથી યુદ્ધમાં વિશેષ કામ આવે છે'. 'હાથી વનમાં એકલો ફરે છે', એનું રૂપક કરીને સાધકે 'હાથી' જેવા થવાની વૃત્તિ રાખવી એ સૂચના આ વર્ગમાં છે; માટે આનું નામ નાગવર્ગ. 'નાગ' ઉપરાંત અહીં 'હાથી' અર્થના બીજા 'કુંજર' 'માતંગ' 'હત્થી' શબ્દો પણ

વપરાયેલા છે. તેરમા વર્ગની તમામ ગાથાઓમાં લોક, પરલોક, દેવલોક કે સવ્વલોક શબ્દનો નિર્દેશ કરીને કહેવાની હકીકત કહેલી છે તેથી તેનું નામ 'લોકવગ્ગ' રાખેલું જણાય છે. એકવીશમો 'પ્રકીર્ણકવર્ગ:' પ્રકીર્ણક એટલે પરચૂરણ. આ વર્ગમાં કેટલીક પરચૂરણ હકીકતો આપેલી છે અને સાથે શ્રી બુદ્ધના શ્રાવકો, શ્રી બુદ્ધનો ધર્મ, શ્રી બુદ્ધનો સંઘ વગેરે વિશે સાંપ્રદાયિક લાગે તેવી હકીકત આપેલી છે. બીજા કોઈ સંપ્રદાયની આમાં અવગણના નથી; પરંતુ પોતાના સંપ્રદાયનો સવિશેષ ઉત્કર્ષ સૂચવેલો છે; અર્થાત્ જે લોકો બુદ્ધના શ્રાવક હોય, તેઓ આવા પ્રકારના હોય છે એવી હકીકત આપેલી છે, ત્યારે બીજાના અનુયાયી વિશે કશું જણાવેલ નથી. આ જ રીતે, બાકીના તમામ વર્ગોનાં નામો ધમ્મપદના સંગ્રહકારે ગોઠવેલાં છે. ગાથાઓની સંકલનામાં કોઈ ખાસ તત્ત્વની યોજના જણાતી નથી; પરંતુ આ ચારસો ને ત્રેવીશ ગાથાનો સંગ્રહ સળંગ રાખવા જતાં કદાચ વિશેષ દીર્ઘકાય થઈ જવાનો સંભવ હોઈ સંગ્રહકારે પોતાની ઇચ્છા પ્રમાણે એના વિભાગ કરેલા લાગે છે. હજુ પણ બરાબર પૃથક્કરણ કરવામાં આવે તો એકબીજા વર્ગની ગાથા એકબીજા વર્ગમાં સમાઈ શકે એમ છે, એટલે કે 'નિરયવગ્ગ'ની ગાથા 'બાલવગ્ગ'માં, 'બુદ્ધવગ્ગ'ની ગાથા 'પંડિતવર્ગ'માં, એમ કેટલાય વર્ગોની ગાથા બીજા વર્ગોમાં ગોઠવી શકાય એમ છે. અને જે ગાથાઓ ક્યાંય ન ગોઠવાય એવી નીકળે, તેને માટે વળી એક જુદો વર્ગ પાડી શકાય; અથવા તેમને પ્રકીર્ણક વર્ગમાં મૂકી શકાય. કહેવાનું તાત્પર્ય એ, કે આ વર્ગની યોજના પાછળ કોઈ વિશિષ્ટ ઉદ્દેશ જણાતો નથી. સુગમ રીતે કંઠસ્થ રાખવા માટે આ વર્ગની યોજના થઈ હોય એમ ભાસ થાય છે. આ પ્રસંગે સમગ્ર બૌદ્ધસાહિત્યનો પરિચય અને તેમાં ધમ્મપદનું સ્થાન એ વિશે જરૂર લખવું જોઈએ; પરંતુ એ બધું લખવા જતાં એક મોટો નિબંધ લખવો પડે અને 'સસ્તું સાહિત્ય'ની શ્રેણીમાં આમ કરવું ન પોસાય એમ સમજીને જ એ બધું લખવું જતું કરું છું; અને એ બાબતની જિજ્ઞાસા રાખનારાઓને વિદ્યાપીઠવાળા 'ધમ્મપદ'ની પ્રસ્તાવના વાંચવાની ભલામણ કરું છું.

**ધમ્મપદના અંતરંગ** પરિચય વિશે વૈદિક પરંપરા સાથે અને જૈન-પરંપરા સાથે તેનાં વચનોની તુલના કરવા ઉપરાંત તેમાં આવેલા આત્મ-વર્ગ અને બ્રાહ્મણવર્ગ વિશે ખાસ વિવેચન કરવાનું છે. એ વિવેચન કરતાં પહેલાં ભારતીય માનસના ખરા પારખુ કવિકુળગુરુ શ્રી રવીંદ્રનાથ ઠાકુર મહાશયે ધમ્મપદ વિશે જે અભિપ્રાય વ્યક્ત કરેલ છે, તેનો થોડો ઉતારો અહીં આપવો ઉચિત જણાય છે. તેઓ કહે છે, કે– "ધમ્મપદની વિચારપદ્ધતિ આપણા દેશમાં હમેશાં ચાલતી આવેલી વિચારપદ્ધતિનો જ સાધારણ નમૂનો છે, બુદ્ધે આ બધા વિચારોને ચારે તરફથી ખેંચી, પોતાના કરી, બરાબર ગોઠવી સ્થાયી રૂપમાં મૂકી દીધા; જે છૂટુંછવાયું હતું, તેને એકતાના સૂત્રમાં પરોવીને માણસો-ને ઉપયોગમાં આવે એવું કર્યું. તેથી જ જેમ ભારતવર્ષ પોતાનું સ્વરૂપ ભગવદ્‌ગીતામાં પ્રકટ કરે છે, ગીતાના ઉપદેષ્ટાએ ભારતના વિચારોને જેમ એકસ્થાને એકત્રિત રૂપ આપ્યું છે, તે જ પ્રમાણે ધમ્મપદ ગ્રંથમાં પણ ભારતના મનનો પરિચય આપણને થાય છે. તેથી જ ધમ્મપદમાં શું, કે ગીતામાં શું, એવી અનેક વાતો છે, જેના જેવી જ બીજી ભારતના બીજા અનેક ગ્રંથોમાં મળી આવે."

"હવે સવાલ એ છે, કે કલ્યાણને શા માટે માનવું? સમસ્ત ભારતવર્ષ શું સમજીને લાભ કરતાં કલ્યાણને, પ્રેય કરતાં શ્રેયને અધિક માને છે? તેનો વિચાર કરવો જોઈએ."

"જે વ્યક્તિ સંપૂર્ણ છે, તેને સારું–નરસું કાંઈ નથી. આત્મ–અનાત્મના યોગમાં સારાં–નરસાં સકળ કર્મનો ઉદ્‌ભવ છે; એટલે પ્રથમ આ આત્મ–અનાત્મના સત્ય સંબંધનો નિર્ણય કરવો આવશ્યક છે. આ સંબંધનો નિર્ણય કરવો અને તેનો સ્વીકાર કરીને જીવનકાર્ય ચલાવવું, એ હમેશાં ભારતવર્ષની સર્વથી મુખ્ય પ્રવૃત્તિ હતી."

"ભારતવર્ષમાં આશ્ચર્ય તો એ દેખાઈ આવે છે, કે ભિન્ન ભિન્ન સંપ્રદાયે આ સંબંધનો નિર્ણય ભિન્ન ભિન્ન રીતે કર્યો છે; છતાં વ્યવ-હારમાં સર્વ એક જ સ્થળે આવીને મળ્યા છે. ભિન્ન ભિન્ન અને સ્વતંત્ર રીતે ભારતવર્ષે એક જ વાત કહી છે."

"એક સંપ્રદાય કહે છે: આત્મ–અનાત્મ વચ્ચે કાંઈ ખરો ભેદ

નથી. ભેદની પ્રતીતિ થાય છે તેનું કારણ અવિદ્યા છે."

"પરંતુ જો એક સિવાય બીજું નથી, તો સારા–નરસાનો કાંઈ સવાલ જ રહેતો નથી. પણ એમ સહેલથી તેનો ફડચો આવતો નથી. જે અજ્ઞાનથી એક વસ્તુ તે બે છે એમ જણાય છે, તે અજ્ઞાનનો નાશ કરવો જોઈએ–નહિ તો માયાના ચક્રમાંથી દુ:ખનો અંત નહિ આવે. આ લક્ષ તરફ દૃષ્ટિ રાખીને અમુક કાર્ય સારું કે નરસું તે નક્કી કરવું જોઈએ."

"બીજો એક સંપ્રદાય કહે છે: આ સંસાર ફરે છે તેની સાથે બંધાઈને આપણે વાસનાને લીધે ફરીએ છીએ, દુ:ખી થઈએ છીએ. એક કર્મ સાથે બીજા કર્મને એમ અંતહીન કર્મશૃંખલા રચ્યાં જઈએ છીએ. તે કર્મપાશનું છેદન કરી મુક્ત થવું, એ જ મનુષ્યનું એક માત્ર ધ્યેય છે."

"પરંતુ ત્યારે તો સકળ કર્મ જ બંધ કરવાં પડે. તેમ નથી. એટલો સહેલથી ફડચો નથી આવતો. કર્મને એવી રીતે નિયંત્રિત કરવાં જોઈએ, કે જેથી કર્મનાં દુચ્છેદ્ય બંધન ધીમે ધીમે શિથિલ થતાં જાય. આ દિશામાં દૃષ્ટિ રાખીને કયું કર્મ અશુભ તે નક્કી કરવું જોઈએ."

"ત્રીજો એક સંપ્રદાય કહે છે: આ સંસાર ભગવાનની લીલા છે. આ લીલાના મૂળમાં તેનો પ્રેમ છે, આનંદ છે, તે સમજી શકીએ તેમાં જ આપણી સાર્થકતા છે."

"આ સાર્થકતાનો ઉપાય પણ પૂર્વોક્ત બે સંપ્રદાયોના ઉપાયથી વસ્તુતઃ ભિન્ન નથી. આપણી વાસના દાબી શકીએ નહિ, તો ભગવાનની ઇચ્છા સમજી શકીએ નહિ. ભગવાનની ઇચ્છામાં જ પોતાની ઇચ્છાનું મુક્તિદાન તે જ ખરી મુક્તિ છે. તે મુક્તિને લક્ષ્યમાં રાખીને શુભાશુભ કર્મનો નિર્ણય કરવો જોઈએ."

"જેમણે અદ્વૈતાનંદને લક્ષ્ય રાખ્યું છે, તેઓ પણ વાસના–મોહનું છેદન કરવા ઉદ્યમ કરી રહ્યા છે; જેઓ કર્મની અનંત શૃંખલામાંથી મુક્તિ મેળવવાની ઇચ્છાવાળા છે, તેઓ પણ વાસનાને છેદી નાખવા

ઇચ્છે છે; અને ભગવાનના પ્રેમમાં જેઓ પોતાની જાતને લીન કરી દેવામાં શ્રેય માનનારા છે, તેઓ પણ વિષયવાસનાને તુચ્છ ગણવાનો ઉપદેશ કરે છે."

"જો આ સઘળા ભિન્ન ભિન્ન સંપ્રદાયના ઉપદેશ જ માત્ર આપણા જ્ઞાનનો વિષય હોત, તો તો આપણા પરસ્પર વિરોધનો પાર ન રહેત; પરંતુ આ ભિન્ન ભિન્ન સંપ્રદાયોએ તેમના ભિન્ન ભિન્ન તત્ત્વને આચારમાં ઉતારવાનો પ્રયત્ન કર્યો છે. તે તત્ત્વ ગમે તેટલું સૂક્ષ્મ અથવા ગમે તેટલું સ્થૂલ હોય અને તેનું વ્યવહારમાં અનુસરણ કરવા-ને ગમે તેટલી મુશ્કેલીઓ પડે, તોપણ આપણા ગુરુઓએ નિર્ભય ચિત્તે તે સર્વનો સ્વીકાર કરીને તે તત્ત્વને આચારમાં સફળ કરવાનો પ્રયાસ કર્યો છે."

× × ×

"એટલે તત્ત્વજ્ઞાન જેટલે દૂર પહોંચ્યું છે, તેટલે દૂર ભારતવર્ષ આચારને પણ ખેંચી ગયું છે. ભારતવર્ષે વિચાર તથા આચારમાં ભેદ માન્યો નથી; તેથી જ આપણા દેશમાં કર્મ એ જ ધર્મ છે. આપણે કહીએ છીએ, કે મનુષ્યના કર્મમાત્રનું ચરમ લક્ષ્ય કર્મદ્વારા મુક્તિ છે. મુક્તિના ઉદ્દેશથી કર્મ કરવું એ ધર્મ છે."

"પ્રથમ જ કહી ગયા છીએ, કે વિચારની બાબતમાં આપણામાં જેટલી વિભિન્નતા છે, તેટલી જ આચારની બાબતમાં એકતા છે. અદ્વૈતાનુ-ભવને મુકિત કહો, અથવા સંસ્કાર જેમાંથી જતા રહ્યા છે તેવા નિર્વાણને મુકિત માનો, અથવા ભગવાનના અપરિમેય પ્રેમાનંદને જ મુકિત ગણો, પ્રકૃતિભેદને લીધે મુકિતનો અમુક આદર્શ અમુક માણસ-ને આકર્ષણ કરે, પણ તે મુકિતને માર્ગે જવાના ઉપાયમાં તો એક પ્રકારની એકતા જ છે. તે એકતા બીજી કાંઈ નહિ પણ કર્મમાત્રને નિવૃત્તિ તરફ વાળવાની છે. સીડીની પાર જવાનો ઉપાય સીડી જ છે, તેમ ભારતવર્ષમાં કર્મની પાર જવાનો ઉપાય કર્મ જ છે. આપણાં સઘળાં શાસ્ત્રપુરાણોમાં આ જ ઉપદેશ છે; અને આપણો સમાજ આ જ ભાવના ઉપર સ્થપાયેલો છે." *

* 'પ્રાચીન સાહિત્ય' : પૃ૦ ૧૦૧, ૧૦૫, ૧૦૬, ૧૦૭, ૧૦૮ અને ૧૦૯

આપણા કવિવરનું વિવેચન એટલું બધું સ્પષ્ટ છે, કે તે વિશે કશું લખવાપણું રહેતું નથી; છતાં આપણામાંના જે કેટલાક અનુભવ-પ્રમાણકો નથી, કેવળ શાસ્ત્રપ્રમાણકો છે, તેમને સારુ વૈદિક પરંપરાનાં અને જૈનપરંપરાનાં વચનોનો સંક્ષિપ્ત સાર આપવાથી એ વિવેચન વિશેષ ઉપાદેય બને એ દૃષ્ટિથી આ નીચે તે બન્ને પરંપરાનાં મૂળ વચનો નહિ; પણ તેમનો સંક્ષિપ્ત સાર આપી દઉં: મહાભારત શાંતિ-પર્વ અધ્યાય ૨૯૯માં ભીષ્મ પિતામહે સાધ્યો અને હંસનો સંવાદ ધર્મજિજ્ઞાસુ રાજા યુધિષ્ઠિરને જે પ્રમાણે કહી સંભળાવ્યો છે, તે સંક્ષેપમાં આ પ્રમાણે છે :—

"યુધિષ્ઠિર બોલ્યા : હે પિતામહ ! વિદ્વાન મનુષ્યો એમ કહે છે, કે સંસારમાં સત્ય, સંયમ, ક્ષમા અને પ્રજ્ઞા પ્રશંસાપાત્ર છે; તો આ વિશે તમારો શો અભિપ્રાય છે ?'

"ભીષ્મ બોલ્યા : 'હે રાજા યુધિષ્ઠિર ! આ વિશે તને એક સંવાદ કહી સંભળાવું છું. સાધ્યોએ હંસને મોક્ષધર્મ વિશે પૂછ્યું અને હંસે તેનો ઉત્તર આ પ્રમાણે આપ્યો :—

મોક્ષની પ્રાપ્તિ માટે તપ અને સંયમ આચરવાં, સત્ય બોલવું, મનનો જય કરવો, હૃદયની બધી ગાંઠોને કોરે કરીને પ્રિય તથા અપ્રિય વૃત્તિઓને પોતાના કબજામાં રાખવી. કોઈનું હૈયું ભેદાઈ જાય એવાં વચન ન બોલવાં, ક્રૂર વાણી ન બોલવી, હલકી વૃત્તિઓ-વાળા પાસેથી શાસ્ત્રને ન સમજવાં, જેનાથી બીજાને ઉદ્વેગ અને બળતરા થાય એવી વાણી ન બોલવી, સામો બીજો કોઈ વચનનાં બાણોથી આપણને વીંધે તો એ સમયે શાંતિ જ રાખવી. રોષ ભરાવાનો પ્રસંગ આવતાં જે પ્રસન્નતા દાખવે છે, તે બીજાનાં સુકૃતોને લઈ લે છે. અન્યનો તિરસ્કાર કરનારા ભભકતા ક્રોધને જે માણસ કબજામાં રાખે છે, તે મુદિત અને ઈર્ષ્યા વગરનો બીજાનાં સુકૃતોને લઈ લે છે. કોઈ આક્રોશ કરે, તો પણ સામે કશું બોલવું નહિ, કોઈ મારે તો હમેશાં સહન જ કરવું—આ જાતની રીતને આર્ય પુરુષો સત્ય, સરળતા અને અક્રૂરતા કહે છે. સત્ય વેદનું રહસ્ય છે, સત્યનું રહસ્ય સંયમ છે, સંયમનું રહસ્ય મોક્ષ છે,

આ અનુશાસન બધા લોકોનું છે, જે કોઈ જોર પર આવેલા પોતાની વાણીના વેગને, મનના વેગને, ક્રોધના વેગને, તૃષ્ણાના વેગને, પેટના વેગને અને ઉપસ્થના વેગને સારી રીતે સહન કરે છે, તેને જ હું **બ્રાહ્મણ** કહું છું, **મુનિ** કહું છું. ક્રોધ કરનારાઓ કરતાં અક્રોધી ઉત્તમ છે, સહન નહિ કરનારાઓ કરતાં સહન કરનારો ઉત્તમ છે, જનાવર કરતાં માણસ ઉત્તમ છે અને અજ્ઞાની કરતાં જ્ઞાની જ ઉત્તમ છે. પંડિત પુરુષ અપમાન મળતાં અમૃત મળવા જેવી સંતૃપ્તિ અનુભવે. અપમાન પામેલો સુખે સૂએ અને અપમાન કરનાર નાશ પામે. જે કોઈ ક્રોધી હોઈને યજ્ઞ કરે, દાન દે, તપ તપે, હોમ કરે, તેનું બધું યમરાજા હરી જાય છે: ક્રોધી માણસનો એ બધો શ્રમ અફળ થાય છે."

હવે જૈનપરંપરાનાં આચારઅંગસૂત્રનાં વચનોનો સંક્ષિપ્ત સાર આ પ્રમાણે છે:—

"આ સંસારી જીવ અનેક કામોમાં ચિત્તને દોડાવે છે. તે ચાળણી કે દરિયા જેવા લોભને ભરપૂર કરવા મથે છે તેથી તે બીજાઓને મારવા, હેરાન કરવા, કબજે કરવા, દેશને હણવા, દેશને હેરાન કરવા અને દેશને કબજે કરવા તૈયાર થાય છે.

"પરાક્રમી સાધકે ક્રોધ અને તેનું કારણ જે ગર્વ તેને ભાંગી નાખવાં અને લોભને લીધે મોટા દુઃખથી ભરેલી નરકગતિએ જવું પડે છે એમ જાણવું, માટે મોક્ષના અર્થી સાધક વીર પુરુષે હિંસાથી દૂર રહેવું અને શોક–સંતાપ ન કરવા.

"હે પુરુષ! તું જ તારો મિત્ર છે; શા માટે બહાર મિત્રને શોધે છે?"

"હે પુરુષ! તું તારા આત્માને જ કબજે કરી રાખીને દુઃખથી છૂટી શકીશ."

"હે પુરુષ! તું સત્યને જ બરાબર સમજ. સત્યની આજ્ઞા પ્રમાણે વર્તનારા બુદ્ધિમાન સાધકો, મૃત્યુને તરી જાય છે અને ધર્માચરણ કરીને કલ્યાણને સારી રીતે જુએ છે."

"આ જગતમાં જે કોઈ શ્રમણો તથા બ્રાહ્મણો છે, તેઓ જુદા જુદા વિવાદ કરે છે–'જેમ કે અમે દીઠું છે, અમે સાંભળ્યું છે, અમે માન્યું છે, અમે નક્કી જાણ્યું છે તથા ચારે બાજુ ઉપર નીચે તપાસી જોયું છે, કે સર્વ પ્રાણ, સર્વ ભૂત, સર્વ જીવ તથા સર્વ સત્ત્વો હણવા યોગ્ય છે, દબાવવા યોગ્ય છે, પકડવા યોગ્ય છે, સંતાપ આપવા યોગ્ય છે અને કતલ કરવા યોગ્ય છે; એમ કરતાં કશો દોષ થતો નથી.'

"આ વચન અનાર્યોનું છે.

"તેમનામાં જેઓ આર્ય પુરુષો છે તેઓ એમ કહી ગયા છે, કે એ તમારું દીઠું, સાંભળ્યું, માનેલું, નક્કી જાણેલું અને ચારે બાજુ તપાસી જોયેલું બરાબર નથી. તમે જે એવું કહો છો કે સર્વ જીવોને મારવામાં કશો દોષ નથી, એ તમારું કથન અનાર્ય વચનરૂપ છે.

"અને અમે તો એમ કહીએ છીએ, એમ ભાષણ કરીએ છીએ, એમ પ્રરૂપણા કરીએ છીએ અને એવું પ્રજ્ઞાપન કરીએ છીએ, કે તમામ જીવોને હણવા નહીં, દબાવવા નહિ, પકડવા નહિ, સંતાપ આપવો નહિ; અને કતલ કરવા નહિ. એમ કરવામાં કશો દોષ નથી, એ આર્યવચન છે."

"હે પ્રવાદીઓ! અમે તમને પૂછીશું, કે તમને શું સુખ અપ્રિય છે કે દુઃખ અપ્રિય છે?

"હે પુરુષ! જેને તું હણવાનો વિચાર કરે છે, તે તું પોતે જ છે; જેને તું દબાવવાનો વિચાર કરે છે, તે તું પોતે જ છે; જેને તું સંતાપ આપવાનો વિચાર કરે છે, તે તું પોતે જ છે; જેને તું પકડવાનો–તાબે કરવાનો–વિચાર કરે છે, તે તું પોતે જ છે; અને જેની તું કતલ કરવાનો વિચાર કરે છે, તે તું પોતે જ છે. સરળ પુરુષો આવી સમજ ધરાવે છે; માટે કોઈ જીવને હણવો નહિ અને બીજા પાસે હણાવવો પણ નહિ." ×

× આચારાંગસૂત્ર: રવજી દેવરાજ–પૃ૦ ૫૧, ૫૨, ૫૫, ૬૩, ૬૪, ૮૪

બૌદ્ધપરંપરાનો આ 'ધમ્મપદ' ગ્રંથ વાચકોની સામે જ છે. એટલે એમાંથી કોઈ વચનો લઈને અહીં આપતો નથી, બાકી, ઉપર 'મહાભારત'માં અને 'આચારઅંગ'માં જે ભાવનાં વચનો કહ્યાં છે, તે જ ભાવનાં વચનો 'ધમ્મપદ'માં ભર્યાં પડ્યાં છે; એટલે વાચકો પોતાની મેળે જ એની તુલના કરી શકશે.

ઉપર આપેલાં વૈદિક, જૈન અને બૌદ્ધ પરંપરાઓનાં વચનોથી એ સ્પષ્ટ થાય છે, કે આપણા મહાકવિના કહેવા પ્રમાણે એ ત્રણે પરંપરાના પ્રાચીન ગ્રંથો સમગ્ર ભારતવર્ષના મનનો પરિચય આપે છે. આર્ય ભાષાઓના પ્રવાહો જુદા જુદા ફંટાયા છે; છતાં કોઈ પણ પ્રખર ભાષાશાસ્ત્રી તે જુદા જુદા પ્રવાહોનું પરસ્પર તોલન કરીને એમ કહી શકે એમ છે, કે એ તમામ આર્ય ભાષાઓના મૂળમાં એક જ પ્રવાહ કામ કરે છે; તેમ ધર્મના પ્રવાહો જુદા જુદા ભલે ફંટાયા અને તેનાં બાહ્ય કલેવરો ભલે વિરૂપ થઈ. ગયાં, છતાં તે બધાના મૂળમાં એક શ્રેયનિષ્ઠા અથવા આત્મનિષ્ઠા કામ કરી રહી છે એમ કોઈ પણ ધર્મપ્રવાહોનો મર્મસ્પર્શી અભ્યાસી કહી શકે એમ છે; અને આમ છે માટે જ આપણે એક બીજા પ્રવાહને ઓળખવા બુદ્ધિપૂર્વક પ્રયત્ન કરવો જોઈએ અને આપણી માનસિક કે દુન્યવી શાંતિ માટે સર્વધર્મસમભાવની ભાવના આપણામાં પ્રબળપણે કેળવવી જોઈએ.

હવે અહીં એ બતાવવાનું છે, કે એ ત્રણે પ્રવાહના પ્રાચીન ગ્રંથોમાં શબ્દરચના પણ કેટલી બધી એક સરખી છે. આ નીચે જે વચનો આપવાનાં છે, તેમાં ઐતિહાસિક ક્રમ પ્રમાણે વૈદિક વચનો પ્રથમ ભાગમાં મૂકેલાં છે અને જૈન વચનો બીજા ભાગમાં મૂકેલાં છે. સરખામણીની યોજના બે ભાગમાં આ પ્રમાણે છે:

પ્રથમ ભાગમાં પહેલો *અર્થ, પછી વૈદિક વચન અને તેની સામે ધમ્મપદનું વચન. એ જ પ્રમાણે બીજા ભાગમાં પહેલો *અર્થ, પછી જૈન આગમનું વચન અને તેની સામે ધમ્મપદનું વચન.

---

* શાંતિપર્વ અને જૈનવચનોના ઉપરની પંક્તિવાર શબ્દશઃ આ બધા અર્થો ટિપ્પણમાં આપેલા છે.

| મહાભારત-શાંતિપર્વ | ધમ્મપદ |
| --- | --- |
| मृत्युरापद्यते मोहात् । પૃ० २९९ | पमादो मच्चुनो पदं । |
| सत्येन आपद्यतेऽमृतम् । પૃ० ५३३ | अप्पमादो अमतपदं । |
| | અપ્રમાદવર્ગ, ૧ |
| प्रज्ञाप्रासादमारुह्य<br>ह्यशोच्यः शोचतो जनान्<br>भूमिष्ठानिव शैलस्थः<br>सर्वान् प्राज्ञोऽनुपश्यति ॥<br>उत्तमां बुद्धिमास्थाय<br>ब्रह्मभूयान् भविष्यसि<br>संतीर्णः सर्वसंसारात्<br>प्रसन्नात्मा विकल्मषः ॥<br>भूमिष्ठानीव भूतानि<br>पर्वतस्थो निशामय ।<br>अक्रुध्यन् अप्रहृष्यंश्च<br>न नृशंसमतिस्तथा ॥<br>પૃ० ४७४ મૂળ અને ટીકા | पञ्ञापासादमारुय्ह<br>असोको सोकिनिं पजं ।<br>पब्बतट्ठो व भुम्मट्ठे<br>धीरो बाले अवेक्खति ॥<br>અપ્રમાદવર્ગ, ૮ |
| पुष्पाणीव विचिन्वन्तम्<br>अन्यत्र गतमानसम् । | पुप्फानि हेव पचिनंतं<br>व्यासत्तमनसं नरं । |

મોહને લીધે મૃત્યુ થાય છે.
સત્યને લીધે અમૃત મળે છે—
અમર થવાય છે.
પ્રજ્ઞાના પ્રાસાદ ઉપર ચડીને શોક વગરનો શોક કરતા જનોને પર્વત ઉપર રહેલો જમીન ઉપર રહેલાની પેઠે પ્રાજ્ઞ બધાને જુએ.
ઉત્તમબુદ્ધિનો આશ્રય કરીને બ્રહ્મરૂપ થઈશ

સર્વસંસારથી તરી ચૂકેલો
પ્રસન્ન આત્મા, પાપ વગરનો
જમીન ઉપર રહેલાંની પેઠે ભૂતોને પર્વત ઉપર રહેલો હો તેમ જો
ક્રોધ ન કરતો, હર્ષ ન કરતો તથા અક્રૂર મનવાળો.
જાણે કે પુષ્પોને ન વીણતો હોય જેનું મન બીજે રહેલું છે, એવા તેને

वृकीवोरणमासाद्य
मृत्युरादाय गच्छति ॥ पृ० २९९
संचिन्वानकमेवैनं
कामानामवितृप्तकम् ।
व्याघ्रः पशुमिवादाय
मृत्युरादाय गच्छति ॥ पृ० २९९
पुष्पाणीव विचिन्वन्त-
मन्यत्र गतमानसम् ।
अनवाप्तेषु कामेषु
मृत्युरभ्येति मानवम् ॥
संचिन्वानकमेवैनं
कामानामवितृप्तकम् ।
वृकीवोरणमासाद्य
मृत्युरादाय गच्छति ॥ पृ० ५३३

सुत्तं गामं महोघो व
मच्चु आदाय गच्छति ॥
पुप्फानि हेव पचिनंतं
व्यासत्तमनसं नरं ।
अतित्तं येव कामेसु
अन्तको कुरुते वसं ॥

यथा मधु समादत्ते
रक्षन् पुष्पाणि षट्पदः ।
तद्वदर्थान् मनुष्येभ्यः
आदद्यादविहिंसया ॥
–(દુર્યોધન પ્રત્યે વિદુરનો ઉપદેશ)

यथा पि भमरो पुप्फं
वण्णगंधं अहेठयं ।
पलेति रसमादाय
एवं गामे मुनी चरे ॥
પુષ્પવર્ગ, ૪–૫–૬

જેમ વરુ ઘેટાને લઈ જાય, તેમ
મૃત્યુ ઉપાડીને ચાલ્યું જાય છે.
સંચય કરતાં જ એને
કામોથી તૃપ્તિ નહિ પામેલાને
જેમ વાઘ પશુને લઈ જાય
તેમ મૃત્યુ ઉપાડીને ચાલ્યું જાય છે.
જાણે કે ફૂલોને ન વીણતો હોય
જેનું મન બીજે રહેલું છે, એવા તેને
કામભોગો નહિ પ્રાપ્ત થતાં

મૃત્યુ ઉપાડીને ચાલ્યું જાય છે.
સંચય કરતાં જ એને
કામોથી તૃપ્તિ નહિ પામેલાને
જેમ વરુ ઘેટાને લઈ જાય
તેમ મૃત્યુ ઉપાડીને ચાલ્યું જાય છે.
જેમ મધ લે છે
બચાવતો ફૂલોને ભમરો
તે પ્રમાણે ધનને મનુષ્યો પાસેથી
લેવું જોઈએ અહિંસાપૂર્વક.

शकुनानामिवाकाशे
मत्स्यानामिव चोदके ।
पदं यथा न दृश्येत
तथा ज्ञानविदां गतिः॥ પૃ० ૩૧૨

शकुन्तानामिवाकाशे
मत्स्यानामिव चोदके ।
यथा गतिर्न दृश्येत
तथा ज्ञानविदां गतिः॥
પૃ० ૪૫૩

यस्सासवा परिक्खीणा
आहारे च अनिस्सितो
सुञ्ञतो अनिमित्तो च
विमोक्खो यस्स गोचरो
आकासे व सकुंतानं
पदं तस्स दुरन्नयं॥

येसं संनिचयो नत्थि
ये परिञ्ञातभोजना
सुञ्ञतो अनिमित्तो च
विमोक्खो येसं गोचरो
आकासे व सकुंतानं
गति तेसं दुरन्नया॥
અરહંતવર્ગ, ૪,૩

असदुच्चैरपि प्रोक्तः
शब्दः समुपशाम्यति ।
दीप्यते त्वेव लोकेषु
शनैरपि सुभाषितम्॥

सहस्समपि चे वाचा
अनत्थपदसंहिता ।
एकं अत्थपदं सेय्यो
यं सुत्वा उपसम्मति॥
સહસ્સવર્ગ, ૧

मनसोऽप्रतिकूलानि
प्रेत्य चेह वाञ्छसि ।

सुखकामानि भूतानि
यो दण्डेन न हिंसति ।

પક્ષીઓનું જેમ આકાશમાં
માછલાંઓનું જેમ પાણીમાં
પગલું દેખાતું નથી
તેમ જ્ઞાનીઓની ગતિ છે.
પક્ષીઓની જેમ આકાશમાં
માછલાંઓની જેમ પાણીમાં
ગતિ દેખાતી નથી
તેમ જ્ઞાનીઓની ગતિ છે.
ખોટા મોટેથી પણ બોલાયેલો
શબ્દ શાંત થઈ જાય છે
દીપે છે તો જ લોકમાં
ધીમે પણ બોલેલું સુભાષિત.
મનને અપ્રતિકૂળ
પરજન્મમાં અને અહીં ઇચ્છતો
હો, તો

भूतानां प्रतिकूलेभ्यः
निवर्तस्व यतेन्द्रियः ॥ પૃ० ૬૩૨
आत्मैवादौ नियन्तव्यः
दुष्कृतं सन्नियच्छता ।
दण्डयेच्च महादण्डै-
रपि बन्धूननन्तरान् ॥

अत्तनो सुखमेसानो
पेच्च सो लभते सुखं ॥ દંડવર્ગ, ૪
अत्तानमेव पठमं
पतिरूपे निवेसये
अथञ्ञमनुसासेय्य
न किलिसेय्य पंडितो ॥
આત્મવર્ગ, ૨

अनाम्नायमला वेदा
ब्राह्मणस्याव्रतं मलम् ।
मलं पृथिव्या वाहीकाः
स्त्रीणां कौतुहलं मलम् ॥

असज्झायमला मंता
अनुट्ठानमला घरा ।
मलं वण्णस्स कोसज्जं
पमादो रक्खतो मलं ॥
मल्लित्थया दुच्चरितं
मच्छेरं ददतो मलं ।
मला वे पापका धम्मा
अस्मिं लोके परम्हि च ॥
મલવર્ગ, ૭–૮

तं पुत्रपशुसंपन्नं
व्यासक्तमनसं नरम्
सुप्तं व्याघ्रं महौघो वा
मृत्युरादाय गच्छति ॥ પૃ० ૫૩૩

तं पुत्तपसुसम्मत्तं
व्यासत्तमनसं नरं ।
सुत्तं गामं महोघो व
मच्चु आदाय गच्छति ॥
માર્ગ વર્ગ, ૧૫

ભૂતોનાં પ્રતિકૂળોથી
અટકી જાય જિતેન્દ્રિય.
પહેલાં પોતાના આત્માને જ નિયમ-
માં લાવવો
દુષ્કૃતનું નિયમન કરનારે
(પછી) દંડે, મહાદંડો વડે
નજીકના બંધુઓને પણ.
અનામ્નાય એ વેદોનો મેલ છે
અવ્રત એ બ્રાહ્મણનો મેલ છે
મૂરખ લોકો એ પૃથ્વીનો મેલ છે.
કુતૂહલ એ સ્ત્રીઓનો મેલ છે.
તે પુત્રપશુથી સંપન્નને
વિશેષ આસક્ત મનવાળાને
સૂતેલા વાઘને મોટું પૂર લઈ જાય
તેમ
મૃત્યુ લઈને ચાલ્યું જાય છે.

तं पुत्रपशुसंपन्नं
व्यासक्तमनसं नरम् ।
सुप्तं व्याघ्रो मृगमिव
मृत्युरादाय गच्छति ॥ પૃ० ૨૯૯

## જૈનસૂત્ર ઉત્તરાધ્યયન

वोच्छिंद सिणेहमप्पणो
कुमुयं सारइयं व पाणियं ।
संतीमग्गं च वूहए
અ० ૧૦ ગા૦ ૨૮, ૩૬

उच्छिंद सिनेहमत्तनो
कुमुदं सारदिकं व पाणिना ।
संतिमग्गमेव ब्रूहय
निब्बानं सुगतेन देसितं ॥
માર્ગવર્ગ, ૧૩

माया पिया न्हुसा भाया
भज्जा पुत्ता य ओरसा ।
नालं ते मम ताणाय
लुप्पंतस्स सकम्मुणा ॥
અ० ૬ ગા૦ ૩

न संति पुत्ता ताणाय
न पिता न पि बंधवा ।
अंतकेनाधिपन्नस्स
नत्थि ञातिसु ताणता ॥
માર્ગવર્ગ ૧૬

जहेह सीहो व मियं गहाय
मच्चू नरं नेइ हु अंतकाले
न तस्स माया व पिया व भाया
कालम्मि तम्मंसहरा भवंति

તે પુત્રપશુથી સંપન્નને
વિશેષ આસક્ત મનવાળા પુરુષને
સૂતેલા મૃગને વાઘ લઈ જાય તેમ
મૃત્યુ લઈને ચાલ્યું જાય છે.
વિચ્છેદકર સ્નેહ આત્માનો
શરદઋતુનું કમળ જેમ પાણીને
ખેરવી નાખે
શાંતિના માર્ગની વૃદ્ધિ કર.
માતા પિતા પુત્રવધૂ ભાઈ

ભારજા અને પેટના સગા પુત્રો
મારા બચાવ માટે તે સમર્થ નથી
પોતાનાં કર્મોને લીધે લોપ પામતા.
જેમ સિંહ હરણાંને લઈને ચાલ્યો
જાય છે.
તેમ અંતકાલે મનુષ્યને મૃત્યુ લઈ
જાય છે
તેના માતા પિતા કે ભાઈઓ
તે કાલે તેમાં ભાગીદાર થતા નથી

न तस्स दुक्खं विभयंति नाइओ
न मित्तवग्गा न सुया न बंधवा
અ० ૧૩ ગા० ૨૨–૨૩

जहा पोम्मं जले जायं
नोवलिंपइ वारिणा ।
एवं अलित्तं कामेहिं
तं वयं वूम माहणं ॥
अलोलुयं मुहाजीविं
अणगारं अकिंचनं ।
असंसत्तं गिहत्थेसु
तं वयं वूम माहणं ॥
चित्तमंतमचित्तं वा
अप्पं वा जइ वा बहुं ।
न गिण्हइ अदत्तं जे
तं वयं वूम माहणं ॥
तवस्सियं किसं दंतं
अवचियमंससोणियं ।
सुव्वयं पत्तनिव्वाणं
तं वयं वूम माहणं ॥
અ० ૨૫ ગા० ૨૭,૨૮,૨૫,૨૨

वारि पोक्खरपत्ते व
आरग्गेरिव सासपो ।
यो न लिंपति कामेसु
तमहं ब्रूमि ब्राह्मणं ॥
असंसट्ठं गहट्ठेहि
अनगारेहि चूभयं ।
अनोकसारिं अप्पिच्छं
तमहं ब्रूमि ब्राह्मणं ॥
यो'ध दीघं व रस्सं वा
अणुं थूलं सुभासुभं ।
लोके अदिन्नं नादियति
तमहं ब्रूमि ब्राह्मणं ॥
पंसुकूलधरं जन्तुं
किसं धमनिसंथतं
एकं वनस्मिं झायन्तं
तमहं ब्रूमि ब्राह्मणं ॥
બ્રાહ્મણવર્ગ, ૧૯-૨૨-૨૭-૧૩

તેનું દુઃખ તેના નાતીલા વહેંચી
લેતા નથી
અને મિત્રવર્ગ, પુત્રો કે ભાઈઓ.
જેમ પદ્મ પાણીમાં થયેલ છે
પાણીથી લેપાતું નથી
એમ કામોવડે જે અલિપ્ત છે
તેને અમે બ્રાહ્મણ કહીએ છીએ.
અલોલુપ મુધાજીવી
અનગાર અકિંચન,
ગૃહસ્થોમાં સંબંધ વિનાનો
તેને અમે બ્રાહ્મણ કહીએ છીએ.
જીવવાળું કે નિર્જીવ,
થોડું કે વધારે
જે અદત્ત લેતો નથી
તેને અમે બ્રાહ્મણ કહીએ છીએ.
તપસ્વી, દૂબળો, સંયમી,
શરીરમાં માંસ અને લોહી ઓછાં છે;
સારા વ્રતવાળો અને નિર્વાણગત
તેને અમે બ્રાહ્મણ કહીએ છીએ.

न वि मुंडिएण समणो
ओंकारेण न बंभणो ।
न मुणी रण्णवासेण
कुसचीरेण तावसो ॥
समयाए समणो होइ
बंभचरेण बंभणो ।
नाणेण उ मुणी होइ
तवेण होइ तावसो ॥
अ० २५ गा० ३१, ३२

न मुण्डकेन समणो
अव्वतो अलिकं भणं ।
इच्छालोभसमापन्नो
समणो किं भविस्सति? ॥
यो च समेति पापानि
अणुं थूलानि सव्वसो ।
समितत्ता हि पापानं
समणो ति पवुच्चति ॥
न तेन भिक्खू होति
यावता भिक्खते परे ।
विस्सं धम्मं समादाय
भिक्खू न होति तावता ॥
न मोनेन मुनी होति
मूळ्हरूपो अविद्दसु ॥
पापानि परिवज्जेति
स मुनी तेन सो मुनी ॥
धर्मस्थवर्ग, ९-१०-११-१३-१४

आहारमिच्छे मियमेसणिज्जं
सहायमिच्छे निउणत्थबुद्धिं ।
निकेयमिच्छेज्ज विवेगजोग्गं

सचे लभेथ निपकं सहायं
सद्धिंचरं साधुविहारि धीरं ।
अभिभुय्य सव्वानि परिस्सयानि

મુંડવાથી શ્રમણ થવાતું નથી
ઓંકારથી બ્રાહ્મણ થવાતું નથી
જંગલવાસ કરવાથી મુનિ થવાતું નથી અને
ડાભનાં ચીર પહેરવાથી તાપસ થવાતું નથી.
સમતાને લીધે શ્રમણ કહેવાય,
બ્રહ્મચર્યને લીધે બ્રાહ્મણ કહેવાય,
જ્ઞાનને લીધે મુનિ કહેવાય
અને તપને લીધે તાપસ કહેવાય.

મિત અને એષણીય આહારને ઇચ્છે,
નિપુણાર્થ બુદ્ધિવાળાને સાથીરૂપે ઇચ્છે,
વિવેકવાળા—એકાંતવાળા સ્થાનને ઇચ્છે,

समाहिकामे समणे तवस्सी ॥
न वा लभेज्जा निउणं सहायं
गुणाहियं वा गुणओ समं वा।
एगो वि पावाइ विवज्जयंतो
विहरेज्ज कामेसु असज्जमाणो ॥

चरेय्य तेनऽत्तमनो सतीमा
नो चे लभेथ निपकं सहायं
सद्धिंचरं साधुविहारि धीरं
राजा व रट्ठं विजितं पहाय
एको चरे मातङ्गरञ्ञे व नागो ॥
एकस्स चरितं सेय्यो
नत्थि बाले सहायता।
एको चरं न पापानि कयिरा
अप्पोस्सुक्को मातंगरञ्ञे व नागो ॥
નાગવર્ગ, ૯-૧૦-૧૧

## જૈનસૂત્ર આચાર-અંગ

सव्वे पाणा पियाउया सुहसाया
दुक्खपडिकूला अप्पियवहा
पियजीविणो जीविउकामा
सव्वेसिं जीवियं पियं।
અ૦ ૨, સૂ૦ ૯૨, ૯૩

सुखकामानि भूतानि।
દંડવર્ગ, ૩-૪

का अरती के आणंदे
एत्थं पि अग्गहे चरे।
सव्वं हासं परिच्चज्ज
आलीणगुत्तो परिव्वए ॥
અ૦ ૩, સૂ૦ ૨૦૧

को नु हासो किमानन्दो
निच्चं पज्जलिते सति।
જરાવર્ગ, ૧

સમાધિની ઇચ્છાવાળો શ્રમણ તપસ્વી.
જો નિપુણ સાથી ન મળે તો
ગુણાધિક વા સમાનગુણવાળો
તો પાપોને તજતો એકલો પણ
વિહરે કામોમાં આસક્તિ ન રાખતો.
બધાં પ્રાણોને આયુષ્ય પ્રિય છે, સુખ
પ્રિય છે,

દુઃખ નથી ગમતું, વધ નથી ગમતો,
જીવવું પ્રિય છે, જીવવાની ઇચ્છા છે,
બધાંને જીવન પ્રિય છે.
શું ઉદ્વેગ અને શો આનંદ?
એ સ્થાને પણ આસક્તિ વિનાનો રહે
બધો પરિહાસ તજી દઈને
સંયમપૂર્વક વિચર.

अलं बालस्स संगेणं
वेरं वड्ढति अप्पणो ।
અ૦ ૩, સૂ૦ ૧૮૧

नत्थि बाले सहायता
બાલવર્ગ, ૨

## જૈનસૂત્ર સૂત્રકૃત-અંગ

एवं नु समणा एगे
मिच्छदिट्ठी अणारिया ।
असंकियाइं संकंति
संकियाइं असंकिणो ॥
પૃ૦ ૬, ગા૦ ૧૦

अलज्जिताये लज्जंति
लज्जिताये न लज्जरे ।
मिच्छादिट्ठिसमादाना
सत्ता गच्छंति दुग्गतिं ॥
નરકવર્ગ, ૧૧

## જૈનસૂત્ર-દશવૈકાલિક

जहा दुमस्स पुप्फेसु
भमरो आवियई रसं ।
न य पुप्फं किलामेइ
सो य पीणेइ अप्पयं ॥
અ૦ ૧. ગા૦ ૨

यथा पि भमरो पुप्फं
वण्णगंधं अहेठयं ।
पलेति रसमादाय
एवं गामे मुनी चरे ॥
પુષ્પવર્ગ, ૬

पोग्गलाण परीणामं
तेसिं नच्चा जहा तहा ।
विणीयतण्हो विहरे
सीईभूएण अप्पणा ॥
અ૦ ૮, ગા૦ ૬૦

यतो यतो सम्मसति
खंधानं उदयब्बयं ।
लभति पीतिपामोज्जं
अमतं तं विजानतं ॥
ભિક્ષુવર્ગ, ૧૫

બાલની સોબતથી સર્યું
તેથી પોતાનું વૈર વધે છે.
એ પ્રમાણે શ્રમણો કેટલાક
મિથ્યાદષ્ટિ અનાર્ય
અશંકિતોમાં શંકા રાખે છે
શંકિતોમાં શંકા રાખતા નથી.
જેમ ઝાડનાં ફૂલોમાંથી

ભમરો રસ પીવે છે,
ફૂલને પીડા કરતો નથી,
અને પોતાની જાતને તૃપ્ત કરે છે.
તે પુદ્ગલોના પરિણામને
સાચી રીતે જાણીને
તૃષ્ણા વગરનો થઈને વિહરે
શીતલ થયેલા આત્માવડે.

उवसमेण हणे कोहं
माणं मद्दवया जिणे ।
मायं चऽज्जवभावेणं
लोभं संतोसओ जिणे ॥
અ૦ ૮, ગા૦ ૩૯,

हत्थसंजए पायसंजए
वायसंजए संजइंदिए ।
अज्झप्परए सुसमाहियप्पा
सुत्तत्थं च वियाणइ जे स भिक्खू ॥
અ૦ ૧૦, ગા૦ ૧૫

## જૈનસૂત્ર ઉત્તરાધ્યયન

अप्पा चेव दमेयव्वो
अप्पा हु खलु दुद्दमो ।
अप्पा दंतो सुही होइ
अस्सिं लोए परत्थ य ॥
અ૦ ૧, ગા૦ ૧૫

सुत्तेसु यावी पडिबुद्धजीवी
न वीससे पंडिए आसुपन्ने ।
અ૦ ૪, ગા૦ ૬

अक्कोधेन जिने कोधं
असाधुं साधुना जिने ।
जिने कदरियं दानेन
सच्चेन अलिकवादिनं ॥
ક્રોધવર્ગ, ૩

हत्थसञ्ञतो पादसञ्ञतो
वाचाय सञ्ञतो सञ्ञतुत्तमो ।
अज्झत्तरतो समाहितो
एको संतुसितो तमाहु भिक्खुं ॥
ભિક્ષુવર્ગ ૩

## ધમ્મપદ

अत्तानं चे तथा कयिरा
यथञ्ञमनुसासति
सुदंतो बत दम्मेथ
अत्ता हि किर दुद्दमो ॥
આત્મવર્ગ ૩

अप्पमत्तो पमत्तेसु
सुत्तेसु बहुजागरो ।
અપ્રમાદવર્ગ ૯

શાંતિ વડે ક્રોધને હણે
કોમળતા વડે માનને જીતે
અને સરળતા વડે કપટને
સંતોષ વડે લોભને જીતે.

હાથ વડે સંયમવાળો, પગ વડે સંયમવાળો
વાણીના સંયમવાળો, સંયમિત ઇંદ્રિયોવાળો
અધ્યાત્મમાં તત્પર, સુસમાધિયુક્ત આત્માવાળો
એવો જે શાસ્ત્ર ને તેના અર્થને સમજે તે ભિક્ષુ કહેવાય.

આત્માને જ દમવો જોઈએ.
આત્મા જ દુર્દમ છે,
દમેલો આત્મા જ સુખી થાય છે,
આ લોક અને પરલોકમાં.

સૂતેલાઓમાં પણ જાગરણ સાથે જીવતો
પંડિત અને આશુપ્રાજ્ઞ તેમનો વિશ્વાસ ન કરે.

चीराजिणं नगिणिणं
जडीसंघाडिमुंडिणं।
एयाणि वि न तायंति
दुस्सीलं पडियागयं ॥
અ૦ ૫, ગા૦ ૨૧

जो सहस्सं सहस्साणं
संगामे दुज्जये जिणे।
एगं जिणेज्ज अप्पाणं
एस से परमो जओ ॥
अप्पाणमेव जुज्झाहि
किं ते जुज्झेण बज्झओ।
अप्पाणमेवमप्पाणं
जइत्ता सुहमेहए ॥
અ૦ ૯, ગા૦ ૩૪, ૩૫

## જૈનસૂત્ર ઉત્તરાધ્યયન

मासे मासे तु जो बालो
कुसग्गेणं तु भुंजए।
न सो सुयक्खायस्स धम्मस्स
कलं अग्घइ सोलसिं ॥
અ૦ ૯, ગા૦ ૪૪

ચામડાનાં ચીર, નગ્ન રહેવું, જટા રાખવી
સંઘાડી પહેરવી કે માથે મુંડાવવું
એ બધાં રક્ષણ કરતાં નથી
દુ:શીલ આચરણવાળનું.
હજારને હજારે ગુણુ એટલાઓને
દુર્જય સંગ્રામમાં જીતે તે કરતાં
એક આત્માને જીતે,
તો તે તેનો ભારે જય છે.
આત્માની સાથે જ જૂઝ

न नग्गचरिया न जटा न पंका
नानासका थंडिलसायिका वा।
रजो च जल्लं उक्कुटिकप्पधानं
सोधेंति मच्चं अवितिण्णकंखं ॥
દંડવર્ગ, ૧૩

यो सहस्सं सहस्सेन
संगामे मानुसे जिने।
एकं च जेय्य अत्तानं
स वे संगामजुत्तमो ॥
अत्ता ह वे जितं सेय्यो
या चायं इतरा पजा
अत्तदंतस्स पोसस्स
निच्चं सञ्ञतचारिनो ॥
સહસ્રવર્ગ, ૪-૫

## ધમ્મપદ

मासे मासे कुसग्गेन
बालो भुंजेथ भोजनं।
न सो संखातधम्मानं
कलं अग्घति सोलसिं ॥
બાલવર્ગ, ૧૧

શું તને બહાર જૂઝવાથી
એવી રીતે આત્માએ જ આત્માને
જીતીને સુખ વધે છે.
મહિને મહિને જે મૂઢ
ડાભની અણી ઉપર ચડે એટલું ખાય
તો પણ ન સારી રીતે કહેવાયલા ધર્મની
સોળમી કલાને પણ પહોંચતો નથી.

ઉપરની તુલનામાં મહાભારત, જૈન સૂત્ર અને ધમ્મપદનાં કેટલાંક પદ્યો અક્ષરશઃ સરખાં છે અને કેટલાંક અર્થની દૃષ્ટિએ સરખાં છે. આટલી થોડી તુલનાથી એમ તો સ્પષ્ટ જણાય છે, કે આ રીતે વૈદિક પરંપરા જૈનપરંપરા અને બૌદ્ધપરંપરા હૃદયે એક સરખી છે; એ શક વગરની વાત છે. વિશેષ રીતે અન્વેષણ કરીએ, તો તે ત્રણે પરંપરાના પ્રાચીન ગ્રંથોમાં આ જાતની બીજી અનેક સમાનતાઓ સ્પષ્ટપણે ઉપલબ્ધ છે. એ સમાનતાઓને જ આમ જનતાસુધી ફેલાવવી ઘણી જરૂરની છે. તેમ થવાથી જનતાની દૃષ્ટિ સંકીર્ણ મટી વિશાળ બનશે, સમભાવ કેળવાશે, સર્વધર્મસમભાવની ભાવના પેદા થશે અને દેશમાં ચાલતો ધર્મને નામે ચડેલો કલહ પણ શાંત થશે.

ધમ્મપદના છેલ્લા વર્ગનું નામ બ્રાહ્મણવર્ગ છે;' તેમાં "તેને હું બ્રાહ્મણ કહું છું" એવું દરેક શ્લોકમાં ચોથા ચરણમાં કહીને બ્રાહ્મણનાં લક્ષણો વર્ણવી બતાવેલાં છે. જૈનપરંપરાના ઉત્તરાધ્યયન સૂત્રના પચ્ચીશમા જન્નઇજ્જ (યજ્ઞીય) અધ્યયનમાં 'તેને અમે બ્રાહ્મણ કહીએ છીએ' એવું દરેક ગાથાના છેલ્લા ચરણમાં કહીને વીગતથી બ્રાહ્મણનાં લક્ષણો બતાવેલાં છે. એ જ પ્રમાણે, મહાભારતના શાંતિપર્વના ૨૪૫મા અધ્યાયમાં 'તેને દેવો બ્રાહ્મણ જાણતા હતા' એમ કહીને અનેક પદ્યોમાં બ્રાહ્મણનું સ્વરૂપ બતાવેલું છે. એ ઉપરથી સાફ સાફ માલૂમ પડે છે, કે જન્મથી કોઈ બ્રાહ્મણરૂપે જન્મતું નથી, જન્મથી ઉચ્ચતા કે નીચતા હોતી નથી; ઉચ્ચતાનો આધાર ગુણો અને કર્મો છે, બ્રાહ્મણત્વનું મૂળ ગુણો અને કર્મમાં છે. જન્મથી બ્રાહ્મણ માનવાની કે જન્મથી ઉચ્ચતા કે નીચતા માનવાની પ્રથા મિથ્યા છે, એમ એ ત્રણે પરંપરાના ગ્રંથો સ્પષ્ટપણે કહે છે. વૈદિક પરંપરામાં જન્મ પામેલા વિદ્યાવારિધિ શ્રીમાન બાબુ ભગવાનદાસજી 'મહાવીરવાણી'ની પ્રસ્તાવનામાં મહાભારતનાં આ વચનો ટાંકી બતાવે છે:—

"न योनिर्नापि संस्कारः न श्रुतं न च संततिः ।
कारणानि द्विजत्वस्य वृत्तमेव तु कारणम् ॥
न विशेषोऽस्ति वर्णानां सर्वं ब्राह्ममिदं जगत् ।
ब्रह्मणा पूर्वसृष्टं हि कर्मभिर्वर्णतां गतम् ॥"

અર્થાત્ બ્રાહ્મણત્વનું કારણ ચારિત્ર જ છે. બીજાં કોઈ એટલે બ્રાહ્મણીની કુક્ષિથી જન્મ લેવો, સંસ્કારો, વિદ્યા, કે સંતતિ–તેમાંનું કોઈ કારણ બ્રાહ્મણત્વનું નથી. સર્વ વર્ણોમાં કોઈ જાતની વિશેષતા નથી. આખું જગત બ્રહ્માએ સરજેલું છે, માટે 'બ્રાહ્મ' છે. તે બ્રાહ્મ જગત જુદા જુદાં કર્મો વડે જુદી જુદી વર્ણરૂપતાને પામેલું છે. ભારતવર્ષની પ્રસિદ્ધ પ્રસિદ્ધ પ્રમુખપરંપરાઓ આવી સ્પષ્ટ હકીકત કહે છે; છતાં આપણા લોકોનું બ્રાહ્મણત્વના મૂળને લગતું અજ્ઞાન હજુ સુધી ખસતું નથી એ ભારે આશ્ચર્યની વાત છે. જેમ ઉચ્ચતા કે શિષ્ટતા જન્મથી સાંપડતી નથી, તેમ નીચતા પણ અમુક જાતિઓમાં જન્મ લેવાને કારણે જ છે, એ પણ તદ્દન અસત્ય છે. આ હકીકત પણ ઉપરની ત્રણે પરંપરાઓ સ્પષ્ટ શબ્દોમાં સ્વીકારે છે; છતાં આપણી પ્રજાનું કેવું અને કેટલું બધું ઘોર અજ્ઞાન છે, કે તે પોતે પોતાનાં શાસ્ત્રવાક્યોની પણ અવગણના કરે છે અને અસ્પૃશ્યતાના ભૂતને હજુ લગી છોડી શકતી નથી.

ધમ્મપદમાં બ્રાહ્મણવર્ગની પહેલાં એક ભિક્ષુવર્ગ છે. તેમાં ભિક્ષુનું–ત્યાગીનું–સંન્યાસીનું વાસ્તવિક સ્વરૂપ બતાવેલું છે. ભિક્ષુનું આવું જ સ્વરૂપ મહાભારતના શાંતિપર્વમાં પણ સ્થળે સ્થળે નિરૂપેલું છે અને જૈન સૂત્રોમાં તો તે પદે પદે જણાવેલું છે; એટલું જ નહિ, પણ દશવૈકાલિક સૂત્રમાં તો 'તે ભિક્ષુ કહેવાય' એવું છેલ્લું વાક્ય મૂકીને દશમા અધ્યયનમાં ૨૧ ગાથાઓ દ્વારા ભિક્ષુનું ખરું સ્વરૂપ બતાવેલું છે. ત્રણ પરંપરાને અનુસરતી આપણી પ્રજા એ વિશે સવિશેષ લક્ષ્ય કરે, તો ભિક્ષુ વિશેનું તેનું ઘોર અજ્ઞાન ટળી જાય અને વર્તમાન ભિક્ષુસંસ્થા પણ પ્રજાને ઉપયોગી નીવડે.

ધમ્મપદમાં બારમો 'અત્તવગ્ગ' છે. 'અત્ત' એટલે આત્મા. આ વર્ગમાં આત્માને સંયમમાં રાખવો વગેરે અનેક હકીકતો કહેલી છે. 'આત્મા જ આત્માનો નાથ છે, બીજો કોઈ તેનો નાથ નથી' એવું કહીને આત્માના અગાધ સામર્થ્યનો પણ વિચાર તેમાં કરેલ છે. પાપ–પુણ્યનો કર્તા આત્મા છે અને તેનાં ફળો ભોગવનાર પણ આત્મા છે, એ પ્રકારના અનેક જાતના વિચારો આ વર્ગમાં બતાવેલા

છે. એ બધું વાંચ્યા પછી જે તાર્કિકો બુદ્ધગુરુને 'અનાત્મવાદી' કહીને વગોવે છે, તેમના વિશે અનાસ્થા થઈ આવે છે. આ વર્ગમાં એમ પણ કહેલું છે, કે શુદ્ધિ કે અશુદ્ધિ વ્યક્તિગત હોય છે, બીજો કોઈ બીજા કોઈને શુદ્ધ કરી શકતો નથી; અર્થાત્ વ્યક્તિમાત્ર પોતે પોતાની શુદ્ધિ–અશુદ્ધિમાં સ્વતંત્ર છે. આ ઉપરથી પણ બુદ્ધ ગુરુને અનાત્મવાદી કહીને શી રીતે વગોવાય? દીઘનિકાયના પાયાસિસુત્તંતમાં પણ આ વિશે વીગતવાર ચર્ચા સંવાદરૂપે કરેલી છે, એ વાંચ્યા પછી પણ બુદ્ધભગવાનને 'અનાત્મવાદી' માનવાને મન તૈયાર થતું નથી. ચિત્ત અને આત્મા એ બન્ને જુદાં જુદાં છે, માટે જ ધમ્મપદમાં એક ચિત્તવર્ગ છે અને તેથી જુદો આ આત્મવર્ગ છે. એથી કોઈ ચિત્ત અને આત્માને એક સમજવાની ભૂલ ન કરે; આત્માના સ્વરૂપ વિશે બુદ્ધ ભગવાનનો ભલે કોઈ જુદો અનુભવ હોય, પણ ઉપરનાં તેમનાં વચનો જોતાં નિર્વાણવાદી તે મહાપુરુષને 'અનાત્મવાદી' કહેવાની હિમ્મત થતી નથી જ. ગુજરાતના પ્રખર તત્ત્વચિંતક સદ્ગત વિદ્યાવારિધિ શ્રી આનંદશંકરભાઈએ પોતાના 'આપણો ધર્મ'માં 'ગૌતમબુદ્ધ નિરીશ્વરવાદી કે સેશ્વરવાદી' આ મથાળા નીચે જે કાંઈ લખ્યું છે, તે વિશેષ ધ્યાનપૂર્વક વાંચવા લાયક છે; અને તેમણે એ જ પુસ્તકમાં 'ધમ્મપદ'ના મથાળા નીચે જે ગંભીર અને મનનીય હકીકત લખેલી છે, તે પણ ધ્યાનપૂર્વક વાંચવા જેવી છે.

મહાભારતકારે ઢોલ વગાડીને કહેલું છે, કે:—

"लोकयात्रार्थमेवेह धर्मस्य नियमः कृतः" અર્થાત્ લોકયાત્રાની વ્યવસ્થા માટે જ ધર્મનો નિયમ કરેલો છે. લોકયાત્રા એટલે નજરે દેખાતા સંસારની સુવ્યવસ્થા. એ સુવ્યવસ્થા ટકે, લોકોમાં શાંતિ જળવાય અને તમામ પ્રજા સંતોષી રહી એક બીજાને સુખકર નીવડે, એ માટે જ ધર્મના નિયમ કરેલો છે; છતાં મૂઢમનવાળા આપણે એ ધર્મને કેવળ પરલોક માટે–જે લોક દેખાતો નથી તેવા પરોક્ષ લોક માટે–આદરપાત્ર માનેલ છે; અને આ લોક માટે ધર્મનું જાણે કશું જ પ્રયોજન નથી એમ વર્તી રહ્યા છીએ. આપણું એ અજ્ઞાન ભાંગે અને ધર્મને આપણે આપણા પ્રત્યક્ષ આચરણમાં જ ઉપયોગમાં

લઈએ, એ માટે મહાભારત, ગીતા અને જૈનસૂત્રોનાં વચનો જેટલું જ આ 'ધમ્મપદ' પણ આપણને ઉપયોગી નીવડે એવું છે.

૩

આ અનુવાદનું નામ સરલ–અનુવાદ છે. જે ભાષામાં ધમ્મપદ મૂળ લખાયેલ છે, તે ભાષાની વાક્યરચના અને ચાલુ ગુજરાતીની વાક્યરચનામાં વિશેષ ભેદ છે; તેમાં ય પદ્યની ભાષા કરતાં ગદ્યની ભાષામાં વળી વિશેષ તફાવત હોય છે. એ દૃષ્ટિએ આ અનુવાદમાં કોઈ કોઈ સ્થળે શબ્દની કે ક્રિયાપદની વધઘટ કરવા જેટલી છૂટ લેવી પડી છે; અને ભાષાની યોજનામાં મૂળ શબ્દોનો ક્રમ પણ બદલવો પડેલ છે.

આવા ગ્રંથના જેમ જેમ વિશેષ અનુવાદો થાય અને તે પણ જુદા જુદા અભ્યાસીઓ દ્વારા, તેથી વાચકોને વિશેષ સુગમતા થવાનો સંભવ છે; એટલે ધમ્મપદના એક બે કરતાં ય વધારે અનુ-વાદો ઇચ્છવાજોગ છે.

વિદ્યાર્થીઓમાં સર્વધર્મસમભાવનાના સંસ્કારો રેડવાની દૃષ્ટિએ આનો કે આવાં બીજાં વ્યાપક પુસ્તકોનો સરળ અનુવાદ તેમને સારુ સ્વાધ્યાયને રૂપે યોજાય એ વિશેષ ઉચિત છે.

આ ગ્રંથની યોજના પ્રમાણે 'ભારતની વ્યાપક વાણી' 'એશિયાનો મહાઘોષ' એવા એવા અનેક ગ્રંથોની રચના કરાવવી આવશ્યક છે. ભારતની વ્યાપક વાણીમાં વેદ, ઉપનિષદ, આરણ્યક, ગીતા. મહાભારત, ભાગવત અને યોગવાસિષ્ઠ આદિમાંથી તથા જૈન આગમો અને બૌદ્ધ ત્રિપિટકોમાંથી વ્યાપક ભાવવાળા ગદ્ય કે પદ્ય વચનોનો સંગ્રહ રહેવો જોઇએ અને સાથે તેનો સરલ અનુવાદ પણ રહેવો જોઇએ. આવો ગ્રંથ એક ભાગમાં ન સમાઈ શકે, તો તેના ચાર–પાચ ભાગ થવા જોઈએ. પછી 'એશિયાનો મહાઘોષ' એ ગ્રંથમાં ઉપર જણાવેલાં શાસ્ત્રો ઉપરાંત જરથુસ્ત ધર્મગ્રંથોમાંથી, બાઇબલ અને કુરાનમાંથી પણ ગદ્ય વા પદ્ય વચનોનો સંગ્રહ તેમનાં સરળ અનુવાદ અને સમજૂતી સાથે રહેવો જોઇએ. આવા પ્રકારના

ગ્રંથો આપણી પ્રજામાં ધર્મ વિશે જરૂર નવો પ્રકાશ પાડશે અને એકબીજાના ધર્મ વિશે જે આપણી ગેરસમજ પ્રવર્તી રહી છે, તેને દૂર કરી તે તે ધર્મો પ્રત્યે આપણામાં જિજ્ઞાસા પેદા કરશે; અને પરિણામે સૌ કોઈ પોતપોતાના ધર્મમાં દૃઢમૂળ બની બીજાના ધર્મો પ્રત્યે ઉદારતા કેળવવા જેટલી સર્વધર્મસમભાવની ભાવનાથી રંગાશે. તેથી સર્વધર્મસમભાવના પ્રેમીઓનું અને ખાસ કરીને લોકહિતકર સાહિત્ય પ્રચારક આ 'સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય'ના સંચાલકોનું આ બાબત ખાસ ધ્યાન ખેંચું છું.

આ સરળ અનુવાદની સાથે સાથે નીચે ટિપ્પણો આપેલાં છે. તેમાં ધમ્મપદના કેટલાક શ્લોકોના અર્થની વિશેષ સ્પષ્ટતા કરેલી છે. કોઈ પારિભાષિક હકીકતનું વિવેચન કરેલ છે અને સાથે સાથે જૈન અને વૈદિક પરંપરાના શબ્દોની સાથે પ્રસ્તુત ધમ્મપદના કેટલાક શબ્દોની યથાસ્થાન આવશ્યકતાનુસાર તુલના પણ કરેલી છે અને આવા વ્યાપક ગ્રંથમાં પણ સાંપ્રદાયિકતાની ગંધ પેદા સિવાય નથી રહી એ પણ સપ્રમાણ જણાવેલ છે.

આ અનુવાદને સરળ કરવા યથામતિ લક્ષ્ય રાખેલ છે; છતાં કોઈ પારિભાષિક વા અન્ય ચૂક રહી ગયેલી ધ્યાનમાં આવે, તો બૌદ્ધ પંડિતો જરૂર સૂચન કરવા કૃપા કરે. આ અંગે કેટલી સફળતા મળી છે, એ તો વાચકો જાણે. આ પ્રવૃત્તિમાં સહાયભૂત થવા માટે માનનીય શ્રી ધર્માનંદજી કોસંબીજીનો હું સવિશેષ ઋણી છું અને ભાઈ ધીરજલાલ ધનજીભાઈ શાહનો સહકાર મારે માટે સસ્નેહ સ્મરણીય છે. ભૂલચૂક લેવી દેવી.

**બેચરદાસ દોશી**

તે સમ્યક્ સંબુદ્ધ અરહંત ભગવંતને નમસ્કાર

# ધર્મનાં પદો-ધમ્મપદ

## સરળ અનુવાદ સહિત

[ 'ધમ્મપદ'ની રચના બૌદ્ધ ગુરુએ કરેલ છે તેથી એમાં બૌદ્ધ-ધર્મના કેટલાક પારિભાષિક શબ્દો વપરાયેલા છે. એવા પારિભાષિક શબ્દોનો ખુલાસો આપવો જરૂરી છે. તે ઉપરાંત 'ધમ્મપદ'ની કેટલીક માર્મિક ગાથાઓનું વિવેચન કરવું પણ જરૂરી છે. 'ધમ્મપદ'-ના પ્રસ્તુત અનુવાદને વાંચનાર દરેક ભાઇ-બહેન આ ખુલાસા અને વિવેચન ઉપર નજર નાખશે, તો તેઓ આ અનુવાદને વિશેષ સરલતાથી અને સ્પષ્ટતાથી સમજી શકશે. ]

આ ગ્રંથની પહેલી જ પંક્તિમાં લખેલું છે, કેઃ—

'તે **સમ્યક્** સંબુદ્ધ અરહંત ભગવંતને નમસ્કાર.'

આ વાક્યના 'સમ્યક્ સંબુદ્ધ', 'અરહંત' અને 'ભગવંત' એ ત્રણે શબ્દોનો ખુલાસો આ પ્રમાણે છે:

**સમ્યક્**—સાચી રીતે, **સંબુદ્ધ**—બોધ પામેલા અર્થાત્ જેઓ સાચી રીતે બોધ પામેલા છે તે સમ્યક્ સંબુદ્ધ. **અરહંત**—પૂજનીય, પૂજાપાત્ર. જૈનપરંપરામાં પણ 'અરહંત' શબ્દ પ્રસિદ્ધ છે અને એનો અર્થ પણ આ જ છે. **ભગવંત** એટલે અસાધારણ ઐશ્વર્ય-વાળો. આમ આ ત્રણે શબ્દો વ્યાપકભાવને બતાવે છે; છતાં અહીં તે ત્રણેને ભગવાન બુદ્ધનાં વિશેષણોરૂપે સમજવાનાં છે અથવા ભગવાન બુદ્ધના પર્યાયરૂપે સમજવાનાં છે. 'તે' એટલે પૂર્વે થઈ ગયેલા.

॥ नमो तस्स भगवतो अरहतो सम्मासम्बुद्धस्स ॥

# धम्मपदं

## १ : यमकवग्गो

मनोपुब्बङ्गमा धम्मा मनोसेट्ठा मनोमया ।
मनसा चे पदुट्ठेन भासति वा करोति वा ।
ततो नं दुक्खमन्वेति चक्कं व वहतो पदं ॥ १ ॥

मनोपुब्बङ्गमा धम्मा मनोसेट्ठा मनोमया ।
मनसा चे पसन्नेन भासति वा करोति वा ।
ततो नं सुखमन्वेति छाया व अनपायिनी ॥ २ ॥

## ૧ : યમકવર્ગ

[ પુસ્તકના પ્રારંભના પ્રકરણનું નામ **યમકવર્ગ** છે. 'યમક' એટલે જોડું—બબ્બેનું જોડું : પ્રથમ વર્ગમાં બબ્બે ગાથાની જોડી આપેલી છે. પહેલી ગાથા દુઃખનાં કારણ વિશે છે, તો બીજી ગાથા સુખનાં કારણ વિશે છે. એ જ રીતે, ત્રીજી ગાથા વૈરને ન શમવાનાં કારણો બતાવે છે, તો ચોથી ગાથા વૈરને શમવાનાં કારણો બતાવે છે. એ જ પ્રમાણે, સાતમી ગાથા અસંયમી વિશે છે, તો આઠમી ગાથા સંયમી વિશે છે. એમ સળંગ આ આખો વર્ગ દસ ગાથાની જોડીનો છે. એટલે આ વર્ગની વીસે ગાથાઓને એકબીજા વિરોધી વિષયને લગતી સમજવાની છે; અને આમ જોડીજોડીમાં ભાવવાહી ગાથાઓ રચાયેલ છે માટે જ આ વર્ગનું નામ 'યમકવર્ગ' સાર્થક છે. ]

બધા વિચારોમાં* મન આગેવાન છે, મન શ્રેષ્ઠ છે અને વિચાર માત્ર મનોમય છે. જે કોઈ દુષ્ટ મનથી બોલે કે પ્રવૃત્તિ કરે, તેની પાછળ જેમ વાહને જોડેલા પ્રાણીનાં પગલાં પાછળ પૈડું ચાલ્યા કરે છે, તેમ દુઃખ ચાલ્યા કરે છે. ૧

બધા વિચારોમાં મન આગેવાન છે, મન શ્રેષ્ઠ છે અને વિચાર માત્ર મનોમય છે. પ્રસન્ન મનથી બોલનાર કે પ્રવૃત્તિ કરનારની પાછળ, જેમ પડછાયો સાથ છોડયા વિના સાથે ને સાથે ચાલ્યા કરે છે તેમ સુખ ચાલ્યા કરે છે. ૨

* મૂળમાં આ માટે **धम्म** (ધર્મ) શબ્દ છે પાલિશબ્દકોશ 'અભિધાનપ્પદીપિકા'માં 'ધર્મ' શબ્દના સ્વભાવ, પ્રજ્ઞા, ગુણ વગેરે અનેક અર્થો જણાવેલા છે.

આ ગાથામાં 'મન'નો મુખ્ય સંબંધ છે; માટે તદનુસાર 'ધર્મ' શબ્દ તેના એક 'વિચાર' અર્થમાં સ્વીકારેલ છે. પ્રવૃત્તિ-માત્રના મૂળમાં 'વિચાર–સંકલ્પ'જ પ્રધાન કારણ છે અને તેનું મૂળ 'મન'માં જ છે; માટે 'વિચારોમાં મન આગેવાન છે', 'વિચારોમાં મન શ્રેષ્ઠ છે' અને 'વિચારો મનોમય છે' એમ કહી મનને પ્રધાનપણું આપેલું છે. કહેવાનું તાત્પર્ય એ છે, કે મન દુષ્ટ હશે તો વિચારો દુષ્ટ રહેવાના, અને વિચારો દુષ્ટ હશે તો પ્રવૃત્તિ પણ દુષ્ટ–દુઃખકર જ થવાની; એથી ઊલટું મન પ્રસન્ન–વિશુદ્ધ હશે, તો વિચારો પ્રસન્ન રહેવાના, અને વિચારો વિશુદ્ધ હશે તો પ્રવૃત્તિ પણ પ્રસન્ન-વિશુદ્ધ–સુખકર થવાની. આ ક્રમ પ્રમાણે જોતાં વિશુદ્ધ–પ્રસન્ન–સુખકર પ્રવૃત્તિમાં રહેવાની વૃત્તિવાળા મનુષ્યે સૌથી પ્રથમ મનને જ કેળવવું જોઈએ. આમ કર્યા સિવાય બીજી ગમે તેટલી બહારની વિધિઓ (ક્રિયાકાંડો) યોજાય, તે બધી લગભગ નકામી જાય છે; અને કેટલીક વાર તો તે બધી બહારની વિધિઓ ભારરૂપ વ્યસન જેવી બની જઈ મનુષ્યને મૂઢ અને જડ પણ બનાવી મૂકે છે.

अक्कोच्छि मं अवधि मं अजिनि मं अहासि मे ।
ये तं उपनय्हन्ति वेरं तेसं न सम्मति ॥ ३ ॥
अक्कोच्छि मं अवधि मं अजिनि. मं अहासि मे ।
ये तं न उपनय्हन्ति वेरं तेसूपसम्मति ॥ ४ ॥
न हि वेरेन वेरानि सम्मन्तीध कुदाचनं ।
अवेरेन च सम्मन्ति एस धम्मो सनन्तनो ॥ ५ ॥
परे च न विजानन्ति मयमेत्थ यमामसे ।
ये च तत्थ विजानन्ति ततो सम्मन्ति मेधगा ॥ ६ ॥
सुभानुपस्सिं विहरन्तं इन्द्रियेसु असंवुतं ।
भोजनम्हि अमत्तञ्ञुं कुसीतं हीनवीरियं ॥
तं वे पसहति मारो वातो रुक्खं व दुब्बलं ॥ ७ ॥

અમુકે મને ગાળ દીધી, માર્યો, અમુક મને જીતી ગયો, મારું લૂંટી ગયો—જેઓ આવી વાતોની ગાંઠ વાળી રાખે છે, તેમનું વેર શાંત થતું નથી; ૩

અમુકે મને ગાળ દીધી, માર્યો, અમુક મને જીતી ગયો, મારું લૂંટી ગયો—જેઓ આવી વાતોની ગાંઠ નથી વાળી રાખતા, તેમનું વેર શાંત થઈ જાય છે. ૪

કારણ કે આ જગતમાં વેરથી વેર કદી પણ શાંત થતાં નથી. પ્રેમથી વેર શાંત થાય છે. એ સનાતન ધર્મ છે. ૫

'અમારે સંયમમાં વર્તવું જોઈએ' એમ બીજાઓ ભલે ન જાણતા હોય; પરંતુ જેઓ એમ જાણતા હોય તેમનાથી કલહ–કંકાસો શાંત થાય છે. ૬

જે શરીરની સુંદરતાને શુભ સમજીને* પોતાનું વર્તન

* મૂળમાં આ માટે **सुभानुपस्सी** શબ્દ છે. **શરીરની**

ચલાવે છે, ઇંદ્રિયોને સંયમમાં રાખતો નથી, ખાનપાનની મર્યાદાને સમજતો નથી, આળસુ અને પરાક્રમ વિનાનો છે તેને, નબળા ઝાડને હવા ઊખેડી નાખે છે તેમ સેતાન જરૂર ઊખેડી નાખે છે. ૭

---

**સુંદરતાને અશુભ સમજીને**–મૂળમાં આ માટે **असुभानुपस्सी** શબ્દ છે. આપણા દેશમાં જ્યારથી સ્વતંત્રતા પ્રાપ્ત કરવાના સંકલ્પો જાગ્યા ત્યારથી પરદેશી વસ્તુઓનો બહિષ્કાર વગેરે શરૂ થયાં. આ બહિષ્કાર વધારે કારગત ત્યારે જ નીવડે, જ્યારે આપણે સ્વદેશીને જ શુભ–સુખકર સમજીએ અને પરદેશીને અશુભ–અસુખકર એટલે કે દુઃખકર જ સમજીએ. આ ભાવનાને દૃઢપણે કેળવવા માટે પરદેશી કપડાંની હોળી કરવાનો માર્ગ સૂચવાયેલો. પરદેશી કપડાંની હોળી કરવાથી આપણા મનમાં પરદેશી કપડાં વગેરે તમામ ચીજો માટે ઘૃણા ઊપજે. છેલ્લે છેલ્લે આ જ ભાવનાને વિશેષ દૃઢ કરવા માટે, 'ચાલ્યા જાઓ'નો મહાઘોષ સૂચવાયો અને સમગ્ર વાતાવરણ તન્મય બની ગયું. કહેવાનું તાત્પર્ય એ છે, કે જે ચીજ **હેય** છે–દુઃખકર છે; તેમાંથી મનને હટાવવા માટે તે વિશે વિવેકપૂર્વક ઘૃણા કેળવવી જોઈએ; અને જે ચીજ **ઉપાદેય** છે–સુખકર છે, તે તરફ મનને વાળવા માટે તે વિશે વિવેકપૂર્વક પ્રેમવૃત્તિ કેળવવી જોઈએ. આમ થાય, તો જ કુસંસ્કારો છૂટી શકે અને સુસંસ્કારો લઈ શકાય. સાથે 'વિવેક' હોવાથી 'ઘૃણા' દ્વેષનું રૂપ લે અને 'પ્રેમ' આસક્તિનું રૂપ લે એવો ભય રાખવાનું કારણ નથી. મનુષ્યનું શરીર-સૌંદર્ય વગેરે જોઈ સાધારણ માણસને તે સુખકર લાગે છે તેથી તેના તરફ તેની આસક્તિ વધે છે; એમાંથી પરિણામે ભારે કલેશો ઊભા થાય છે અને જગત દુઃખમય બની જાય છે. આ સ્થિતિને અટકાવવા આપણા આર્ય પુરુષોએ પોતાની સાધના અને અનુભવથી જણાવ્યું છે કે, એ લાવણ્ય વગેરેનાં મૂળ વૈજ્ઞાનિક કારણો વિવેકપૂર્વક તપાસો તો જણાશે, કે જે ચીજને સાધારણ માણસ પણ ઘૃણાની દૃષ્ટિએ જુએ

असुभानुपस्सिं विहरन्तं इन्द्रियेसु सुसंवुतं ।
भोजनम्हि च मत्तञ्ञुं सद्धं आरद्धवीरियं ।
तं वे नप्पसहति मारो वातो सेलं व पब्बतं ॥ ८ ॥
अनिक्कसावो कासावं यो वत्थं परिदहेस्सति[1] ।
अपेतो दमसच्चेन न सो कासावमरहति ॥ ९ ॥

તેવાં હાડકાં, ચામડું, લોહી વગેરેને જ એ માણસ પોતાના રાગ-ભાવથી મનોહર સમજે છે; એટલે એ લાવણ્ય વગેરે તરફ આસક્તિ રાખવાને બદલે વિવેકી પુરુષે તટસ્થવૃત્તિ રાખવી ઘટે. આમ કરવા માટે 'તે તરફ અશુભપણાનો સંકલ્પ કેળવવો' એ પણ એક સાધન છે. સાથે સાથે વિવેકવૃત્તિ પણ ચાલતી રહેવાથી એ સંકલ્પને લીધે એ વસ્તુઓ તરફ દ્વેષ થવાનો સંભવ નથી. વિવેક ન હોય, તો દ્વેષવૃત્તિ કેળવાય અને એથી વળી ભારે બીજો અનર્થ ઊભો થાય; માટે એ અશુભપણાના સંકલ્પ સાથે વિવેક હોવો જ જોઈએ. આવો અશુભ સંકલ્પ કેળવનારા વિવેકી મનુષ્યો 'અસુભાનુપસ્સી' (અશુભને જોનારા) કહેવાય છે; અને એ લાવણ્ય વગેરે તરફ શુભ સંકલ્પ કેળવનારા અવિવેકી આસક્ત મનુષ્યો 'સુભાનુપસ્સી' (શુભને જોનારા) કહેવાય છે. આ વિશે ગીતામાં કહેલું છે કે:—

रागद्वेषवियुक्तैस्तु विषयान् इन्द्रियैश्चरन् ।
आत्मवश्यैर्विधेयात्मा प्रसादमधिगच्छति ॥ (ગી૦ અ૦ ૨, શ્લો૦ ૬૪)

અર્થાત્ રાગદ્વેષ ન હોય-તટસ્થવૃત્તિ હોય, ઇંદ્રિયો પોતાના અંકુશમાં હોય એવી પરિસ્થિતિમાં રહી જે વિવેકી અનાસક્ત મનુષ્ય એ લાવણ્ય વગેરે વિષયો તરફ નજર કરે, તો પ્રસાદને-પ્રસન્નતાને પામે છે, એ લાવણ્ય વગેરે પરમેશ્વરની કૃપાનાં પરિણામ છે એમ સમજે છે. એ રીતે જોનારો તેમાં આસક્ત થતો નથી. જૈન પરં-

1 म० परिदहिस्सति ।

જે શરીરની સુંદરતાને અશુભ સમજીને પોતાનું વર્તન ચલાવે છે, ઇંદ્રિયોને સંયમમાં રાખે છે, ખાનપાનની મર્યાદાને સમજે છે, જે શ્રદ્ધાવાન અને પરાક્રમી છે, તેને જેમ પાષાણુ-મય પર્વતને હવા કંપાવી શકતી નથી તેમ સેતાન કંપાવી શકતો જ નથી. ૮

જેના પોતાનામાંથી કામ, ક્રોધ, લોભ આદિ કષાયો

---

પરાના આચાર-અંગસૂત્રમાં એ સંબંધે આવું જ કહેલ છે:—

ण सक्का ण सोउं सद्दा सोयविसयमागता।
रागदोसा उ जे तत्थ तं भिक्खू परिवज्जए॥ (૨૪ મું ભાવના અધ્યયન)

અર્થાત્ કાને પડતા શબ્દોને નહિ સાંભળવાનું બનવું અશક્ય છે; માટે કાને આવતા મધુર વા અમધુર શબ્દો પ્રત્યે ભિક્ષુએ રાગ અને દ્વેષનો ત્યાગ કરવો જોઈએ. એ જ રીતે, આંખો વડે રૂપ જોતાં, નાક વડે ગંધ લેતાં, જીભ વડે રસ ચાખતાં અને સ્પર્શ-ઇંદ્રિયદ્વારા સ્પર્શનો અનુભવ કરતાં પણ ભિક્ષુએ રાગ અને દ્વેષનો ત્યાગ કરવો જોઈએ.

વિવેક વગરના કેટલાક 'અસુભાનુપસ્સીઓ' શરીરને બેહદ દમે છે, સ્નાન વગેરે બાહ્ય શૌચ અને મુખશૌચ પણ ત્યજી દે છે, એ અશુભદર્શન વિવેકહીન છે; તેમ તેવા જ 'સુભાનુપસ્સીઓ' શરીરને જ સાચવવામાં હુલાવવા-ફુલાવવામાં જ મસ્ત રહે છે અને એવા તેઓ શરીરની સગવડ માટે બીજા કોઈની સગવડ-અગવડનો વિચાર જ કરી શકતા નથી. આ રીતે વિવેકહીન અશુભદર્શન અને વિવેકહીન શુભદર્શન બંને સંસારને માટે-જનસમાજને માટે હાનિકર છે; વચલો તટસ્થવૃત્તિનો-સમભાવનો માર્ગ શ્રેયસ્કર છે.

આ પ્રમાણે પ્રસ્તુતમાં વપરાયેલા 'સુભાનુપસ્સી' અને 'અસુભા-નુપસ્સી' એ બંને સામાન્ય શબ્દોનો પણ અહીં વિશેષભાવ સમજવાનો છે.

यो च वन्तकसावस्स सीलेसु सुसमाहितो ।
उपेतो दमसच्चेन स वे कासावमरहति ॥ १० ॥
असारे सारमतिनो सारे चासारदस्सिनो ।
ते सारं नाधिगच्छन्ति मिच्छासङ्कप्पगोचरा ॥ ११ ॥
सारं च सारतो ञत्वा असारं च असारतो ।
ते सारं अधिगच्छन्ति सम्मासङ्कप्पगोचरा ॥ १२ ॥
यथा अगारं दुच्छन्नं वुट्ठि समतिविज्झति ।
एवं अभावितं चित्तं रागो समतिविज्झति ॥ १३ ॥
यथा अगारं सुच्छन्नं वुट्ठि न समतिविज्झति ।
एवं सुभावितं चित्तं रागो न समतिविज्झति ॥ १४ ॥
इध सोचति पेच्च सोचति पापकारी उभयत्थ सोचति ।
सो सोचति सो विहञ्ञति दिस्वा कम्म किलिट्ठमत्तनो ॥१५॥
इध मोदति पेच्च मोदति कतपुञ्ञो उभयत्थ मोदति ।
सो मोदति सो पमोदति दिस्वा [2]कम्म विसुद्धमत्तनो ॥ १६ ॥
इध तप्पति पेच्च तप्पति पापकारी उभयत्थ तप्पति ।
पापं मे कतं ति तप्पति भिय्यो[3] तप्पति दुग्गतिं गतो ॥ १७॥

નીકળી ગયા નથી, જે સંયમ અને સત્યથી વેગળો છે તે ભગવો વેષ ભલે પહેરે પણ તે તેવા વેષને લાયક નથી. ૯

જેના પોતાનામાંથી કષાયો નીકળી ગયા છે, જે સદાચારમાં સ્થિર છે અને સંયમ તથા સત્યથી યુક્ત છે, તે ભગવો વેષ પહેરે તો તે તેવા વેષને ખરેખર લાયક છે. ૧૦

જેઓ અસારને સાર સમજે છે, સારને અસાર સમજે

२ सी० कम्मविसुद्धिं० ।  ३ सी० भीयो ।

છે, તે મિથ્યા સંકલ્પી-ખોટા વિચાર રાખનારા કદી પણ સારને સમજી શકતા નથી. ૧૧

જે સારને સાર સમજે છે અને અસારને અસાર સમજે છે, તે સમ્યક્ સંકલ્પવાળા—સાચા વિચાર રાખનારા સારને સત્વર સમજી શકે છે. ૧૨

જેમ વરસાદ, ખરાબ રીતે છાજેલા ઘરને સોંસરું વીંધી નાખે છે, તેમ ભાવના વિનાના× ચિત્તને રાગ સોંસરું વીંધી નાખે છે. ૧૩

જેમ વરસાદ, સારી રીતે છાજેલા ઘરને સોંસરું વીંધી શકતો નથી, તેમ સારી ભાવનાવાળા ચિત્તને રાગ સોંસરું વીંધી શકતો નથી. ૧૪

પાપી માણસ આ લોકમાં શોક કરે છે, પરલોકમાં શોક કરે છે—બન્ને લોકમાં શોક કરે છે; અને તે પાપી પોતાનાં દુષ્ટ કર્મોને જોઈને શોક કરે છે તથા વિનાશ પામે છે. ૧૫

પુણ્ય કરનારો માણસ આ લોકમાં પ્રમોદ કરે છે, પરલોકમાં પ્રમોદ કરે છે—બન્ને લોકમાં પ્રમોદ કરે છે; અને તે પુણ્ય કરનારો માણસ પોતાનાં વિશુદ્ધ કર્મોને જોઈને પ્રમોદ કરે છે, વધારે પ્રસન્નતા અનુભવે છે. ૧૬

પાપી માણસ આ લોકમાં સંતાપ પામે છે, પરલોકમાં સંતાપ પામે છે—બન્ને લોકમાં સંતાપ પામે છે. વળી, તે 'મેં પાપ કર્યાં છે' એમ જાણીને સંતાપ પામે છે; અને

---

× અમુક પ્રકારના ચિંતનની-મનનની ટેવનું નામ **ભાવના** છે. આત્મસંબંધે શુભસંકલ્પો કરવાની ટેવ તે સુભાવના, અને ધન, સ્ત્રી વગેરે સંબંધી મમતાપૂર્વક રાગદ્વેષયુક્તપણે ચિંતન કરવાની ટેવ તે દુર્ભાવના. સુભાવનાવાળું ચિત્ત સુભાવિત કહેવાય અને દુર્ભાવનાવાળું ચિત્ત દુર્ભાવિત અથવા અભાવિત કહેવાય.

इध नन्दति पेच्च नन्दति कतपुञ्ञो उभयत्थ नन्दति ।
पुञ्ञं मे कतं ति नन्दति भिय्यो नन्दति सुग्गतिं गतो ॥१८॥
बहुं पि चे सहितं भासमानो न तक्करो होति नरो पमत्तो ।
गोपो व गावो गणयं परेसं न भागवा सामञ्ञस्स होति ॥१९॥
अप्पं पि चे सहितं भासमानो धम्मस्स होति अनुधम्मचारी ।
रागं च दोसं च पहाय मोहं सम्मप्पजानो सुविमुत्तचित्तो ।
अनुपादियानो इध वा हुरं वा स भागवा सामञ्ञस्स होति ॥२०॥

॥ यमकवग्गो पठमो ॥

## २ : अप्पमादवग्गो

अप्पमादो अमतपदं पमादो मच्चुनो पदं ।
अप्पमत्ता न मीयन्ति ये पमत्ता यथा मता ॥ १ ॥

જ્યારે એ પાપી દુર્ગતિમાં એટલે કે નરકમાં પડે છે, ત્યારે વારંવાર સંતાપ પામે છે. ૧૭

પુણ્ય કરનારો માણસ આ લોકમાં આનંદ પામે છે, પરલોકમાં આનંદ પામે છે—બન્ને લોકમાં આનંદ પામે છે. વળી, તે 'મેં પુણ્ય કર્યાં છે' એમ જાણીને આનંદ પામે છે; અને જ્યારે એ પુણ્ય કરનારો માણસ સુગતિમાં એટલે કે સ્વર્ગમાં જાય છે, ત્યારે વારંવાર આનંદ પામે છે. ૧૮

જે પ્રમાદી જન ધર્મનાં ઘણાં વચનોને બોલ્યા કરે અને તે પ્રમાણે વર્તન ન કરે, તે જેમ પારકી ગાયોને ગણ્યા કરતો ગોવાળ ગાયોનો ભાગીદાર થઈ શકતો નથી તેમ શ્રામણ્યનો ભાગીદાર થઈ શકતો નથી. ૧૯

જે જાગતો માણસ ભલે ધર્મનાં થોડાં વચનોને બોલે પણ પોતાનું વર્તન ધર્મ પ્રમાણે રાખે, અર્થાત્ ધર્મને

અનુસરીને ચાલે, તે રાગ, દ્વેષ અને મોહને ત્યજી દઈને સાચા જ્ઞાનવાળો, સારી રીતે લાલચ વિનાના ચિત્તવાળો અને આ લોક તથા પરલોકની તૃષ્ણાને નહિ રાખનારો બની શ્રમણ-પણાનો* ભાગીદાર થઈ શકે છે. ૨૦

પ્રથમ યમકવર્ગ સમાપ્ત.

## ૨ : અપ્રમાદવર્ગ

જાગૃતિ× અમૃત–અમરતા–નો પંથ છે. પ્રમાદ મૃત્યુનો પંથ છે. જેઓ જાગૃત છે તે મરતા નથી. જેઓ પ્રમાદી છે, તેઓ જીવતા છતાં મરેલા છે. ૧

---

* મૂળમાં આ માટે **सामञ्ञ** શબ્દ છે. **શ્રામણ્ય** કે શ્રમણપણું એટલે સંન્યાસ સ્વીકારેલી દશા, દીક્ષિત અવસ્થા, સાધુપણું, ઇચ્છાપૂર્વક ગૃહત્યાગ કરીને સ્વીકારેલી ત્યાગીની અવસ્થા. નવી પરિભાષામાં કહીએ, તો ઇચ્છાપૂર્વક સ્વીકારેલી ગરીબી. વૈદિક પરંપરામાં જે અર્થમાં 'સંન્યાસી' શબ્દ છે, તે જ અર્થમાં બૌદ્ધ અને જૈન પરંપરામાં શ્રમણ, ભિક્ષુ, સાધુ વગેરે શબ્દો પ્રચલિત છે. પ્રસ્તુત 'ધમ્મપદ'નાં વચનોનો વિશેષ સંબંધ એ ત્યાગી શ્રમણો-ના જીવનની સાથે છે. આ આખા ગ્રંથમાં 'ગૃહસ્થે આમ વર્તવું જોઈએ' એવો સ્પષ્ટ નિર્દેશ નથી મળતો. જો કે કેટલાંક વચનો સર્વસાધારણ છે, છતાં તેમાંનો મોટો ભાગ શ્રમણજીવનને લાગુ પડે એવો છે. તેથી એમ કહી શકાય એમ છે, કે આ ગ્રંથની યોજના પ્રધાનપણે શ્રમણોને બોધ દેવા થયેલી હશે.

× આ ગ્રંથમાં સ્થળે સ્થળે **પ્રમાદ** અને **અપ્રમાદ** એ બે શબ્દો આવ્યા કરે છે. અધ્યાત્મદૃષ્ટિના અભાવનું નામ પ્રમાદ છે અને અધ્યાત્મદૃષ્ટિના સદ્‌ભાવનું નામ અપ્રમાદ છે. અપ્રમાદનું બીજું નામ જાગૃતિ છે. પ્રમત્ત એટલે અધ્યાત્મદૃષ્ટિ વિનાનો અને અપ્રમત્ત એટલે અધ્યાત્મદૃષ્ટિવાળો–જાગૃતિવાળો.

एतं विसेसतो ञत्वा अप्पमादम्हि पण्डिता ।
अप्पमादे पमोदन्ति अरियानं गोचरे रता ॥ २ ॥
ते झायिनो साततिका निच्चं दळ्हपरक्कमा ।
फुसन्ति धीरा निब्बानं योगक्खेमं अनुत्तरं ॥ ३ ॥
उट्ठानवतो सतिमतो सुचिकम्मस्स निसम्मकारिनो ।
संयतस्स च धम्मजीविनो अप्पमत्तस्स यसोऽभिवड्ढति ॥ ४ ॥

એ પ્રમાણે જાગૃતિનો વિશેષ લાભ સમજીને આર્યોએ+ બતાવેલા માર્ગે જવા માટે તત્પર પંડિતજનો જાગૃતિમાં પ્રમોદ પામે છે. ૨

તે જાગૃત પંડિતજનો ધ્યાનમાં તત્પર રહે છે, સત્પ્રવૃત્તિમાં નિરંતર પરાયણ રહે છે અને તે માટે નિત્યપ્રતિ દૃઢપણે પરાક્રમ કર્યા કરે છે; તથા તે ધીર પંડિતજનો વાસનાનાં÷ બંધનોને છેદી નાખવામાં સમર્થ એવી અનુત્તર

+ ચાલુ ભાષામાં '**આર્ય**' શબ્દનો જે ભાવ છે, તે કરતાં તેનો અહીં જુદો ભાવ આ પ્રમાણે સમજવાનો છેઃ–ધર્મને ખરા અર્થમાં આચરનારો મનુષ્ય, ક્રમેક્રમે અધ્યાત્મની ચિત્તના વિકાસવાળી અમુક ભૂમિકાઓ ઉપર ચડતો જાય છે. બુદ્ધે કહેલા ધર્મના પ્રવાહમાં જે મનુષ્ય સાચા અર્થમાં વહેતો હોય છે, તેને બૌદ્ધ પરિભાષામાં 'સોતાપન્ન' કહેવામાં આવે છે. સોત (શ્રોતસ્=પ્રવાહ) આપન્ન=(પામેલો). સોતાપન્ન એટલે પ્રવાહમાં પડેલો. આ સોતાપન્ન સાધક 'આર્ય' ગણાય છે; અને સોતાપન્ન થયા પછી જે સાધક નિર્વાણમાર્ગ ભણી જનારી બીજી બીજી ધર્મભૂમિકાઓ તરફ જતો હોય, તેને પણ 'આર્ય' કહેવામાં આવે છે. આ પુસ્તકમાં ૧૯મા **ધર્મસ્થવર્ગ**માં પંદરમી ગાથામાં 'આર્ય' શબ્દનો ભાવ સ્પષ્ટપણે આપેલો છે.

÷ આર્યપરંપરાનાં દર્શનોમાં 'વાસના,' 'આસક્તિ',

નિર્વાણદશાનો ÷ અનુભવ કરે છે. ૩

જીવનશુદ્ધિને માટે પ્રયત્ન કરનારા, સ્મૃતિને * જાગ્રત રાખનારા, પવિત્ર પ્રવૃત્તિવાળા, વિચારીને કામ કરનારા,

---

'માયા', 'પ્રકૃતિ', 'કર્મ', વગેરે શબ્દો 'આત્માનાં બંધનો' અર્થમાં સમાન રીતે પ્રચલિત છે.

÷ મૂળમાં આ માટે **योगक्खेम** (યોગક્ષેમ) શબ્દ છે. પાલિકોશ અભિધાનપ્પદીપિકામાં 'નિર્વાણ'ના પર્યાય માટે બીજા અનેક પર્યાયો સાથે 'योगक्खेम' શબ્દ પણ આપેલો છે. બૌદ્ધ પરંપરામાં 'યોગ' શબ્દ બે ત્રણ અર્થમાં વપરાયેલો છે. યોગ એટલે કામક્રોધ વગેરેનો સંગ, બીજો અર્થ ધ્યાનનો ઉપાય, ત્રીજો અર્થ યુક્તિ-યોજના. કામક્રોધાદિ વાસનામય દોષોના સંગથી બચાવી લેવામાં જે સમર્થ હોય તેનું નામ 'યોગક્ષેમ'. આ રીતે જોતાં 'યોગક્ખેમ' શબ્દ 'નિર્વાણ'-નો ભાવ બરાબર બતાવે છે; માટે જ આ ભાષાંતરમાં તેનો અર્થ 'વાસનાનાં બંધનોને છેદી નાખવામાં સમર્થ' એવો આપેલો છે. આ જ પુસ્તકમાં સોળમા **પ્રિયવર્ગ**ની ૧ લી ગાથામાં 'યોગ'નો અર્થ ધ્યાનનો ઉપાય વગેરે અધ્યાત્મને ઉચિત પ્રવૃત્તિ એવો કરેલો છે; અને 'અયોગ'નો અર્થ તેથી ઊલટો છે, એ પણ એ જ ગાથામાં બતાવેલ છે. જૈન પરંપરામાં પણ 'યોગ' શબ્દ આ જ પ્રકારના જુદા જુદા અર્થોમાં વપરાયેલો મળે છે. 'નિર્વાણ' માટે આર્યપરંપરાનાં દર્શનોમાં 'મોક્ષ', 'મુક્તિ', 'શિવ', 'બ્રહ્મ', 'નિર્વાણ' વગેરે શબ્દો સમાન અર્થમાં પ્રચલિત છે.

* ભાષામાં 'સ્મૃતિ' શબ્દનો જે ભાવ છે, તેના કરતાં અધ્યાત્મશાસ્ત્રમાં અને ખાસ કરીને બૌદ્ધપરંપરામાં તેનો ખાસ વિશેષ ભાવ આ પ્રમાણે છેઃ—'અપ્રમાદ' શબ્દ જે અર્થને સૂચવે છે, તે જ અર્થમાં અહીં 'સ્મૃતિ' શબ્દનો પ્રયોગ છે—સ્મૃતિ એટલે અધ્યાત્મ સંબંધે જાગૃતિ-વિવેક; કાયસ્મૃતિ એટલે શરીરની એકેએક

उट्ठानेनऽप्पमादेन संयमेन दमेन च ।
दीपं कयिराथ मेधावी यं ओघो नाभिकीरति ॥ ५ ॥
पमादमनुयुञ्जन्ति बाला दुम्मेधिनो जना ।
अप्पमादं च मेधावी धनं सेट्ठं व रक्खति ॥ ६ ॥
मा पमादमनुयुञ्जेथ मा कामरतिसन्थवं ।
अप्पमत्तो हि झायन्तो पप्पोति विपुलं सुखं ॥ ७ ॥
पमादं अप्पमादेन यदा नुदति पण्डितो ।
पञ्ञापासादमारुय्ह असोको सोकिनिं पजं ।
पब्बतट्ठो व भुम्मट्ठे धीरो बाले अवेक्खति ॥ ८ ॥
अप्पमत्तो पमत्तेसु सुत्तेसु बहुजागरो ।
अबलस्सं व सीघस्सो हित्वा याति सुमेधसो ॥ ९ ॥

સંયમી, ધર્મમાર્ગે જીવનાર એવા પ્રમાદ રહિત ધીર પુરુષનો યશ ચારે બાજુ વધે છે. ૪

ચતુર પુરુષે સાધનાને અર્થે ખેદ વિના પ્રયત્ન કરીને પ્રમાદ રહિત વર્તીને સંયમ કેળવીને તથા ઇંદ્રિય અને મનનું દમન કરીને પોતાની જાતની સુરક્ષિતતાને સારુ તૃષ્ણાના પૂરની સામે મજબૂતપણે ટકી શકે એવો ટાપુ બનાવવો, કે જેને તૃષ્ણાનું પૂર તાણી શકે નહિ. ૫

---

નાની મોટી તમામ ચેષ્ટાઓનો ખ્યાલ. એ જ પ્રમાણે 'ચિત્ત-સ્મૃતિ' એટલે ચિત્તમાં વર્તતી નાની મોટી તમામ વૃત્તિઓનો ખ્યાલ. સાધક પુરુષને તેની અધ્યાત્મસાધનામાં આ 'કાયસ્મૃતિ' અને 'ચિત્તસ્મૃતિ' ઘણી જ સહાય કરે છે. આ ગ્રંથમાં જ્યાં જ્યાં 'સ્મૃતિ' શબ્દ આવે અથવા સ્મૃત (સ્મૃતિવાળો) શબ્દ આવે, ત્યાં બધે તેનો અર્થ ઉપર પ્રમાણે સમજવાનો છે.

અજ્ઞાની અને દુર્બુદ્ધિજનો પોતાની જાતને પ્રમાદમાં નિરંતર જોડી રાખે છે. ચતુર પુરુષ અપ્રમાદને ઉત્તમ ધનની પેઠે સાચવી રાખે છે. ૬

પોતાની જાતને પ્રમાદમાં ન જોડો. કામવાસનાનો પરિચય ન રાખો. જાગ્રત અને ધ્યાનરત મનુષ્ય વિપુલ સુખને પામે છે. ૭

પંડિત પુરુષ જ્યારે અપ્રમાદથી પ્રમાદને હાંકી કાઢે છે, ત્યારે તે ધીર, પ્રજ્ઞાપ્રાસાદ ÷ પર ચઢીને શોક રહિત બની શોકાતુર માનવજાતિને પર્વત ઉપર ચઢેલો પુરુષ નીચે જમીન ઉપર રહેલા અજ્ઞાન બાળકોને જુએ તેમ જુએ છે. ૮

ચતુર પુરુષ પ્રમાદીઓની વચ્ચે અપ્રમાદી રહે છે; સૂતેલાની વચ્ચે + જાગતો રહે છે. જેવી રીતે વેગવાન અશ્વ દુર્બળ અશ્વની આગળ નીકળી જાય છે, તેમ ચતુર પુરુષ સૌને પાછળ રાખી આગળ નીકળી જાય છે. ૯

---

÷ 'પ્રજ્ઞાપ્રાસાદ' એટલે પ્રજ્ઞારૂપ મોટો મહેલ. બૌદ્ધ પરંપરામાં 'પ્રજ્ઞા'નો ખાસ અર્થ આ પ્રમાણે છેઃ—એકેએક મનોવૃત્તિને પૃથક્ પૃથક્ કરીને પારખવાની શક્તિનું નામ પ્રજ્ઞા. 'પ્રજ્ઞા'નું બીજું નામ બૌદ્ધપરંપરા પ્રમાણે 'ધર્મપ્રવિચય' (ધમ્મપવિચય) છે. ગીતામાં પણ

"तस्मात् यस्य महाबाहो ! निगृहीतानि सर्वशः ।
इन्द्रियाणि–इन्द्रियार्थेभ्यः तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥"

(ગી૦ અ૦ ૨, શ્લો૦ ૬૮)

"જેણે પોતાનાં ચિત્ત અને ઇંદ્રિયોને વિષયો તરફ જતાં અટકાવી રાખેલાં છે, તેની પ્રજ્ઞા પ્રતિષ્ઠિત કહેવાય." આ શ્લોકમાં કહેલી 'પ્રજ્ઞા' અને આ બૌદ્ધ પરંપરાની 'પ્રજ્ઞા' એ બન્ને લગભગ સમાન છે.

+ અધ્યાત્મદૃષ્ટિ વિનાના મનુષ્યને અહીં 'સૂતેલો' સમજવાનો છે—'પ્રમાદી' અને 'સૂતેલો' એ બન્નેનો સમાન અર્થ છે.

अप्पमादेन मघवा देवानं सेट्ठतं गतो ।
अप्पमादं पसंसन्ति पमादो गरहितो सदा ॥ १० ॥
अप्पमादरतो भिक्खु पमादे भयदस्सिवा ।
संयोजनं अणुं थूलं डहं अग्गी व गच्छति ॥ ११ ॥
अप्पमादरतो भिक्खु पमादे भयदस्सिवा ।
अभब्बो परिहानाय निब्बानस्सेव सन्तिके ॥ १२ ॥

॥ अप्पमादवग्गो दुतियो ॥

## ३ : चित्तवग्गो

फन्दनं चपलं चित्तं दुरक्खं दुन्निवारयं ।
उजुं करोति मेधावी उसुकारो व तेजनं ॥ १ ॥
वारिजो व थले खित्तो ओकमोकत उब्भतो ।
परिफन्दति'दं चित्तं मारधेय्यं पहातवे ॥ २ ॥
दुन्निग्गहस्स लहुनो यत्थ कामनिपातिनो ।
चित्तस्स दमथो साधु चित्तं दन्तं सुखावहं ॥ ३ ॥
सुदुद्दसं सुनिपुणं यत्थ कामनिपातिनं ।
चित्तं रक्खेथ मेधावी चित्तं गुत्तं सुखावहं ॥ ४ ॥
दूरङ्गमं एकचरं असरीरं गुहासयं ।
ये चित्तं संयमेस्सन्ति मोक्खन्ति मारबन्धना ॥ ५ ॥

અપ્રમાદથી ઇંદ્ર દેવોમાં શ્રેષ્ઠતા પામેલ છે. અપ્રમાદ પ્રશંસનીય છે, જ્યારે પ્રમાદ સદા નિંદનીય છે. ૧૦

અપ્રમાદરત ભિક્ષુ પ્રમાદમાં ભયસ્થાનને જોતો નાનાં

મોટાં તમામ બંધનોને અગ્નિની જેમ બાળી આગળ ચાલ્યો જાય છે. ૧૧

અપ્રમાદરત ભિક્ષુ—પ્રમાદમાં ભયસ્થાન જોનાર ભિક્ષુ હવે ફરીને નીચે પડી શકવાનો નથી. એ નિર્વાણની સમીપમાં જ છે. ૧૨

**બીજો અપ્રમાદવર્ગ સમાપ્ત.**

# ૩ : ચિત્તવર્ગ

જેમ બાણને બનાવનારો વળી ગયેલા બાણને સીધું કરે છે, તેમ બુદ્ધિમાન પુરુષ વારંવાર ફડફડાટ કરતા ચંચલ અને ન સાચવી શકાય તેવા તથા મહામુસીબતે નિગ્રહમાં લાવી શકાય એવા ચિત્તને સીધું કરે છે. ૧

પાણીમાં રહેનારા માછલાને પાણીમાંથી બહાર કાઢી જમીન ઊપર એક સ્થાનેથી બીજે સ્થાને ફેંકવામાં આવતાં તે જેમ તરફડે છે, તેમ કામવાસનાઓને છોડવાનું આવતાં આ ચિત્ત ભારે તરફડાટ કર્યાં કરે છે. ૨

નિગ્રહમાં ન લાવી શકાય તેવા, ચંચળ અને સ્વચ્છંદી ચિત્તનું દમન કરવું જ સારું છે. દમન કરેલું ચિત્ત સુખકર નીવડે છે. ૩

ચિત્ત નજર માંડતાં પણ મહામુસીબતે નજરે ચડે એવું છે, ભારે ચતુર છે, સવિશેષ સ્વચ્છંદી છે; તેથી એવા ચિત્તને બુદ્ધિમાન પુરુષે બરાબર મર્યાદામાં રાખવું ઘટે. સુરક્ષિત રહેલું ચિત્ત સુખદાયી નીવડે છે. ૪

ચિત્ત દૂર દૂર સુધી ભટકનારું છે, એકલું એકલું ફર્યાં કરે છે, અશરીરી છે, હૃદયની ગુફામાં સંતાઈ રહેનારું છે. જેઓ એ ચિત્તને સંયમમાં આણી શકશે, તેઓ માયાના બંધનોમાંથી મુક્તિ મેળવી શકશે. ૫

अनवट्ठितचित्तस्स सद्धम्मं अविजानतो ।
परिप्लवपसादस्स पञ्ञा न परिपूरति ॥ ६ ॥
अनवस्सुतचित्तस्स अनन्वाहतचेतसो ।
पुञ्ञपापपहीनस्स नत्थि जागरतो भयं ॥ ७ ॥
कुम्भूपमं कायमिमं विदित्वा नगरूपमं चित्तमिदं ठपेत्वा ।
योधेथ मारं पञ्ञायुधेन जितं च रक्खे अनिवेसनो सिया ॥८॥
अचिरं वत'यं कायो पठविं अधिसेस्सति ।
छुद्धो अपेतविञ्ञाणो निरत्थं व कलिङ्गरं ॥ ९ ॥
दिसो दिसं यं तं कयिरा वेरी वा पन वेरिनं ।
मिच्छापणिहितं चित्तं पापियो नं ततो करे ॥ १० ॥
न तं माता पिता कयिरा अञ्ञे वापि च ञातका ।
सम्मापणिहितं चित्तं सेय्यसो नं ततो करे ॥ ११ ॥

॥ चित्तवग्गो ततियो ॥

જેનું ચિત્ત સ્થિર ન હોય, જે સદ્ધર્મને સારી રીતે જાણતો ન હોય, જે મનની પ્રસન્નતા વિનાનો એટલે કે શ્રદ્ધા રહિત હોય, એવા સાધકની પ્રજ્ઞા પરિપૂર્ણ થતી નથી. ૬

ચિત્તમાં કામવાસનાઓ ન હોય, ચિત્ત ઉપર આઘાતો લાગેલા ન હોય, પુણ્ય અને પાપ બન્ને છૂટી ગયાં હોય, એવા જાગતા સાધકને કશો ભય હોતો નથી. ૭

કાયા કુંભ જેવી છે એમ જાણીને અને ચિત્ત નગર જેવું છે એમ સ્થાપિત કરીને અર્થાત્ કાયા પડે તો ભલે પડે પરંતુ નગર જેવું ચિત્ત ન પડવું જોઈએ એટલે કે નગર સમાન ચિત્તનું બરાબર રક્ષણ કરવું જોઈએ એમ સમજીને સાધકે

પ્રજ્ઞારૂપી શસ્ત્રો વડે 'માર'ની સાથે યુદ્ધે ચડવાનું છે; અને આસક્તિ વગર+ના બનીને એ યુદ્ધમાં મળેલી જીતને જાળવી રાખવાની છે. ૮

આ કાયા ચેતના વિનાની થતાં જ તરત ભૂંસાની પેઠે કે નકામા લાકડાની પેઠે ફેંકાઈ જતાં જમીન ઉપર પડી રહેવાની છે; માટે જ કાયા કરતાં પણ ચિત્તની શુદ્ધિને સવિશેષપણે જાળવી રાખવી જોઈએ. ૯

દ્વેષી પોતાના દ્વેષીનું જેવું ભૂંડું કરે છે અને વેરી પોતાના વેરીનું જેવું ભૂંડું કરે છે, તે કરતાં પણ વધારે ભૂંડું સાધકે મિથ્યા પ્રવૃત્તિઓમાં લગાડેલું ચિત્ત કરે છે. ૧૦

માતા, પિતા, બીજાં સગાંવહાલાં કે નાતીલાં સાધકનું એવું શ્રેય કરી શકતાં નથી, જેવું શ્રેય સત્પ્રવૃત્તિઓમાં લગાડેલું તેનું ચિત્ત કરી શકે છે. ૧૧

ત્રીજો ચિત્તવર્ગ સમાપ્ત.

---

+ **'આસક્તિ વગરના'** આ માટે મૂળમાં **અનિવેસન** શબ્દ છે. પ્રસ્તુત ગાથામાં 'માર' સાથે લડાઈ લડવાની વાત કહેલી છે, એ અર્થ માટે 'અનિવેસન' (અનિવેશન) શબ્દમાં શ્લેષ છે. 'અનિવેસન' એટલે ઘર બહાર અથવા તંબૂ બહાર નીકળેલો; અર્થાત્ જેમ શૂર લડવૈયો ઘર બહાર કે તંબૂ બહાર નીકળીને જ લડાઈ લડે છે– ઘરમાં કે તંબૂમાં ભરાઈ બેસીને લડી શકતો નથી, તેમ 'માર' સાથે લડાઈ લડનારો 'અનિવેસન' બનીને એટલે આસક્તિઓથી બહાર નીકળીને જ લડી શકે છે. જ્યાં સુધી મનુષ્ય આસક્તિઓમાં રચ્યોપચ્યો છે, ત્યાં સુધી તે માર સાથે લડાઈ લડી શકતો જ નથી. એ દશામાં તો એ મારનો ગુલામ છે. તેથી કહેલ છે, કે માર સાથે લડાઈ લડનારે અને લડીને મેળવેલી જીતને સાચવી રાખનારે 'અનિવેસન'—આસક્તિ રહિત બનવું જોઈએ.

## ४ : पुप्फवग्गो

[4]को इमं पठविं विचेस्सति[5] यमलोकं च इमं सदेवकं ?।
को धम्मपदं सुदेसितं कुसलो पुप्फमिव पचेस्सति ? ॥ १ ॥
सेखो पठविं विचेस्सति[5] यमलोकं च इमं सदेवकं ।
सेखो धम्मपदं सुदेसितं कुसलो पुप्फमिव पचेस्सति ॥२॥
फेणूपमं कायमिमं विदित्वा मरीचिधम्मं अभिसम्बुधानो ।
छेत्वान मारस्स पपुप्फकानि[6] अदस्सनं मच्चुराजस्स गच्छे ॥३॥
पुप्फानि हेव पचिनन्तं ब्यासत्तमनसं नरं ।
सुत्तं गामं महोघो व मच्चु आदाय गच्छति ॥ ४ ॥
पुप्फानि हेव पचिनन्तं ब्यासत्तमनसं नरं ।
अतित्तं येव कामेसु अन्तको कुरुते वसं ॥ ५ ॥

## ૪ : પુષ્પવર્ગ

આ પૃથ્વીને અને દેવલોક સહિત એવા આ યમલોકને કોણ જાણશે ?* અથવા આ પૃથ્વી ઉપર અને દેવલોક સહિત એવા યમલોક ઉપર કોણ વિજય મેળવશે ? કયો કુશલ પુરુષ સારી રીતે ઉપદેશેલા ધર્મપદનો-ધર્મવચનનો ફૂલની પેઠે સંચય કરશે ? ૧

અર્હત્-સ્થિતિને× મેળવવા પ્રયત્ન કરતો આર્ય સાધક,

* મૂળમાં આ ગાથાના જુદા જુદા બે પાઠ મળે છે :-(૧) विचेस्सति એટલે 'જાણશે'; અને (૨) विजेस्सति એટલે 'વિજય મેળવશે'; અહીં બન્ને પાઠોને સ્વીકારીને અર્થ કરેલો છે.

× 'અર્હત્-સ્થિતિને મેળવવા પ્રયત્ન કરતો'—માટે મૂળમાં

४ म० कोमां । ५ सी० विजेस्सति । ६ म० सपुप्फकानि ।

આ પૃથ્વીને અને દેવલોક સહિત એવા આ યમલોકને જાણી શકશે અથવા એ જ સાધક આ પૃથ્વી ઉપર અને દેવલોક સહિત એવા આ યમલોક ઉપર વિજય મેળવશે; અને એ જ આર્ય સાધક સારી રીતે ઉપદેશેલ ધર્મવચનનો ફૂલની પેઠે સંચય કરશે. ૨

આ કાયાને પાણીનાં ફિણ જેવી જાણીને, તેને ઝાંઝવાનાં જળ જેવી સમજતો સાધક 'માર'નાં પુષ્પમય શસ્ત્રોને છેદી નાખી મૃત્યુરાજની* નજર બહાર જાય છે. ૩

માનવનું મન વિષયોમાં વિશેષ પ્રકારે આસક્ત હોય છે અને હજી તો એ ફૂલોનો સંગ્રહ કરતો હોય છે–પોતાની નવી નવી તૃષ્ણાઓને પૂરવાને તૈયાર થતો હોય છે; એટલામાં જ સૂતેલા ગામને પાણીનું મોટું પૂર ખેંચી જાય તેમ તેને—પેલા આશાભર્યા માનવીને પકડીને મૃત્યુ ચાલ્યું જાય છે. ૪

માનવીનું મન વિષયોમાં વિશેષ પ્રકારે આસક્ત હોય છે; અને હજી તો એ આશાઓરૂપી પુષ્પોનો સંગ્રહ કરતો હોય

---

सेख (शैक्ष) શબ્દ છે અને તે બૌદ્ધ પરંપરાનો પારિભાષક છે. સંસારના પ્રપંચમાં રચ્યાપચ્યા રહેના લોકોને માટે બૌદ્ધપરંપરામાં 'પૃથગ્જન' શબ્દ છે; જેઓ ધર્મમાર્ગ તરફ વળેલા છે, તેમને માટે 'સોતાપન્ન' શબ્દ (જુઓ **અપ્રમાદવર્ગ** ગાથા બીજી 'આર્ય' ઉપરનું ટિપ્પણ) છે: આ સોતાપન્નભૂમિકા મેળવ્યા પછી અર્હતની ભૂમિકા સુધી પહોંચવા પ્રયત્ન કરનારા આર્યસાધકો 'સેખ' કહેવાય છે.

* **મૃત્યુરાજની**—મૂળમાં આ માટે मार શબ્દ છે. માનવની પવિત્ર વૃત્તિઓને મારી નાખે તે માર. માણસનો અધઃપાત કરનારી વૃત્તિઓનું એ સૂચક નામ છે. પુરાણોમાં જેમ 'મદન'ની કલ્પના છે, તેમ બૌદ્ધ શાસ્ત્રમાં 'માર'ની કલ્પના છે. કેટલેક સ્થળે આ 'માર' શબ્દ મૃત્યુને પણ બતાવે છે. 'માર'નો બીજો પર્યાય આત્માનો શત્રુ એવો સેતાન વા દાનવ પણ થઈ શકે (જુઓ **દમકવર્ગ**, ગાથા ૭)

यथा पि भमरो पुप्फं वण्णगन्धं अहेठयं ।
पलेति रसमादाय एवं गामे मुनी चरे ॥ ६ ॥
न परेसं विलोमानि न परेसं कताकतं ।
अत्तनो व अवेक्खेय्य कतानि अकतानि च ॥ ७ ॥
यथा पि रुचिरं पुप्फं वण्णवन्तं अगन्धकं ।
एवं सुभासिता वाचा अफला होति अकुब्बतो ॥ ८ ॥
यथा पि रुचिरं पुप्फं वण्णवन्तं सगन्धकं[७] ।
एवं सुभासिता वाचा सफला होति पकुब्बतो[८] ॥ ९ ॥
यथापि पुप्फरासिम्हा कयिरा मालागुणे बहू ।
एवं जातेन मच्चेन कत्तब्बं कुसलं बहु ॥ १० ॥
न पुप्फगन्धो पटिवातमेति न चन्दनं तगरं मल्लिका वा ।
सतं च गन्धो पटिवातमेति सब्बा दिसा सप्पुरिसो पवाति ॥
चन्दनं तगरं वा पि उप्पलं अथ वस्सिकी ।
एतेसं गन्धजातानं सीलगन्धो अनुत्तरो ॥ १२ ॥
अप्पमत्तो अयं गन्धो या'यं तगरचन्दनी[९] ।
यो च सीलवतं गन्धो वाति देवेसु उत्तमो ॥ १३ ॥

છે અર્થાત્ હજી સુધી તો એ પોતાની કામનાઓમાં અતૃપ્ત હોય છે, એટલામાં જ તેને યમરાજ તાબે કરી લે છે. ૫

જેમ ભમરો ફૂલનાં વર્ણ અને ગંધને હાનિ કર્યા વિના તેમાંથી રસ લઈને ચાલ્યો જાય છે, તેમ મુનિરાજે ગામને લેશ પણ હાનિ કર્યા વિના ગામમાં ફરવું–રહેવું ઘટે. ૬

બીજાનાં ઊંધાં કાર્યો તરફ ધ્યાન ન આપવું–બીજાએ

७ म० सुगन्धकं। ८ सी० सकुब्बतो। ९ म० तगरचन्दनं।

શું કર્યું છે અને શું નથી કર્યું એ વિશે પણ માથાકૂટ ન કરવી; પરંતુ પોતે જ ક્યાં ક્યાં કાર્યો કરેલાં છે અને ક્યાં ક્યાં કાર્યો નથી કર્યાં એ વિશે બરાબર ચોક્કસાઈભરી નજર રાખવી. ૭

કોઈ સુંદર પુષ્પ વર્ણવાળું છતાં ગંધ વિનાનું હોય તો તે જેમ નકામું નીવડે છે, તેમ જેની વાણી અત્યંત મીઠી હોય છતાં તે પ્રમાણે પ્રવૃત્તિ ન થતી હોય તો એ વાણી અફળ નીવડે છે. ૮

કોઈ સુંદર પુષ્પ વર્ણ સાથે સરસ ગંધવાળું હોય તો જેમ તે સફળ બની જાય છે, તેમ જેની વાણી અત્યંત મીઠી હોય અને એ જ પ્રમાણે પ્રવૃત્તિ પણ થતી હોય તો તે વાણી સફળ નીવડે છે. ૯

જેમ માળી ફૂલના ઢગલામાંથી અનેક માળાઓ બનાવે છે, તેમ આ જગતમાં જન્મેલા માનવે અનેક કુશળ કાર્યો-પવિત્ર કાર્યો કરવાં જોઈએ. ૧૦

ઊલટી દિશાની હવા તરફ ફૂલની, ચંદનની, તગરની કે મલ્લિકાની સુવાસ ફેલાતી નથી; પરંતુ સંત પુરુષોની સુગંધ તો ઊલટી દિશા તરફ પણ ફેલાય છે. એ સુગંધ બધી જ દિશાઓને સુવાસિત કરે છે. ૧૧

ચંદન, તગર, પોયણું અને જાઈનાં ફૂલ, એ બધી સુગંધી વસ્તુઓની સુગંધ કરતાં ય શીલ-સદાચારની સુગંધ ઉત્તમોત્તમ છે. ૧૨

આ તગર અને ચંદનની સુગંધ તો ઘણી જ થોડી છે. જે માનવો શીલસદાચારવંત છે, તેમની સુગંધ છેક દેવો સુધી પહોંચે છે-અર્થાત્ શીલસદાચારવંતની ઉત્તમ સુગંધ સ્વર્ગને પણ સુવાસિત્ કરે છે. ૧૩

तेसं संपन्नसीलानं अप्पमादविहारिनं ।
सम्मदञ्ञा विमुत्तानं मारो मग्गं न विन्दति ॥ १४ ॥
यथा सङ्कारधानस्मिं उज्झितस्मिं महापथे ।
पदुमं तत्थ जायेथ सुचिगन्धं मनोरमं ॥ १५ ॥
एवं सङ्कारभूतेसु अन्धभूते[10] पुथुज्जने ।
अतिरोचति पञ्ञाय सम्मासम्बुद्धसावको ॥ १६ ॥

॥ पुप्फवग्गो चतुत्थो ॥

## ५ : बालवग्गो

दीघा जागरतो रत्ति दीघं सन्तस्स योजनं ।
दीघो बालानं संसारो सद्धम्मं अविजानतं ॥ १ ॥

શીલની એવી ઉત્તમ સંપત્તિવાળા પ્રમાદરહિતપણે પ્રવૃત્તિ કરતા અને વાસનાઓના સ્વરૂપને બરાબર સમજી તેનાથી દૂર રહેલા પુરુષોમાં 'માર'ને માર્ગ મળી શકતો નથી–અર્થાત્ એવા પુરુષોમાં 'માર'થી પગપેસારો થઈ શકતો નથી. ૧૪

જેમ મોટા માર્ગ પર કેંકાઈ કેંકાઈને વધેલા ઉકરડામાં પવિત્ર ગંધવાળું મનોહર પદ્મ ઊગી નીકળે છે, ૧૫

તેમ ઉકરડા જેવા અંધભૂત આ પૃથગ્જનોમાં * અનાર્ય

---

१० म० अन्धीभूते।

* જેઓ ધર્મના પ્રવાહમાં નથી ભળ્યા અને ધર્મના પ્રવાહથી જુદા રહેલા છે, તે માણસો 'પૃથગ્જનો' કહેવાય છે; આ માટે 'બાલ' શબ્દ પણ વપરાયેલો છે. જૈનપરંપરામાં પણ 'બાલ'

જનોમાં જન્મ પામીને સમ્યક્સંબુદ્ધનો શ્રાવક* અર્થાત્ જ્ઞાની પુરુષ તેમના બધાથી ઊંચી મનોદશાએ પહોંચી તે બધા વચ્ચે પ્રજ્ઞાવડે ઝળહળી ઊઠે છે. ૧૬

ચોથો પુષ્પવર્ગ સમાપ્ત.

## ૫ : બાલવર્ગ

જાગનારાને રાત લાંબી લાગે છે, થાકેલાને જોજન જેટલું અંતર પણ લાંબું લાગે છે, સતધર્મને નહિ સમજતાં અજ્ઞાન માનવોને× સંસાર લાંબો લાગે છે. ૧

---

શબ્દનો આ જ ભાવ છે.

* 'સમ્યક્સંબુદ્ધ'નો સામાન્ય અર્થ 'સારી રીતે બોધ પામેલો' થાય છે; અને એ રીતે આ શબ્દ વિશેષણરૂપ છે. બૌદ્ધ-પરંપરામાં આ શબ્દ વિશેષ્યરૂપ છે અને તે બુદ્ધભગવાનને સૂચવે છે. 'ગૌતમ' શબ્દ 'ગોતમ'ના વંશજનો એટલે 'ગોતમ'ના વંશમાં જન્મેલાનો સૂચક છે. ભગવાન બુદ્ધ 'ગોતમ'ના વંશના છે, માટે અહીં એ શબ્દ બુદ્ધભગવાનનો જ સૂચક છે. (જુઓ **પ્રકીર્ણક વર્ગ** ગા૦ ૭) શ્રાવક શબ્દ, બુદ્ધભગવાનના ભિક્ષુ શિષ્યો માટે છે. ગૃહસ્થશિષ્યો માટે 'ઉપાસક' શબ્દ છે. જૈનપરંપરામાં ભગવાન જ્ઞાતપુત્ર મહાવીરના ભિક્ષુ-શિષ્યો માટે સમણ (શ્રમણ), ભિક્ખુ (ભિક્ષુ) કે સાહુ (સાધુ) શબ્દ છે, ત્યારે ગૃહસ્થ-શિષ્યો માટે 'ઉપાસક' અને 'શ્રાવક' શબ્દ છે.

× અજ્ઞાન માનવો માટે મૂળમાં **बाल** શબ્દ છે. જૈન અને બૌદ્ધપરંપરાનાં અધ્યાત્મશાસ્ત્રોમાં 'બાલ' કે 'બાલક' શબ્દ મૂઢ-અજ્ઞાન, ધર્માચારહીન મનુષ્યોને માટે છે, જ્યારે જ્ઞાની-ધર્માચાર-પરાયણ મનુષ્યોને માટે એ બન્ને પરંપરાના અધ્યાત્મશાસ્ત્રોમાં 'પંડિત' શબ્દનો પ્રયોગ થયેલો છે. 'પંડિતનો સમાગમ' એટલે 'જ્ઞાનીપુરુષનો-ધર્માચારપરાયણ પુરુષનો સમાગમ'.

चरं चे नाधिगच्छेय्य सेय्यं सदिसमत्तनो ।
एकचरियं दळ्हं कयिरा नत्थि बाले सहायता ॥ २ ॥
पुत्ता म'त्थि धनं म'त्थि इति बालो विहञ्ञति ।
अत्ता हि अत्तनो नत्थि कुतो पुत्ता कुतो धनं ? ॥ ३ ॥
यो बालो मञ्ञति बाल्यं पण्डितो वापि तेन सो ।
बालो च पण्डितमानी स वे बालो ति वुच्चति ॥ ४ ॥
यावजीवं पि चे बालो पण्डितं पयिरुपासति ।
न सो धम्मं विजानाति दब्बी सूपरसं यथा ॥ ५ ॥
मुहुत्तमपि चे विञ्ञू पण्डितं पयिरुपासति ।
खिप्पं धम्मं विजानाति जिव्हा सूपरसं यथा ॥ ६ ॥
चरन्ति बाला दुम्मेधा अमित्तेनेव अत्तना ।
करोन्ता पापकं कम्मं यं होति कटुकप्फलं[११] ॥ ७ ॥
न तं कम्मं कतं साधु यं कत्वा अनुतप्पति ।
यस्स अस्सुमुखो रोदं विपाकं पटिसेवति ॥ ८ ॥
तं च कम्मं कतं साधु यं कत्वा नानुतप्पति ।
यस्स पतीतो सुमनो विपाकं पटिसेवति ॥ ९ ॥
मधु वा मञ्ञती बालो याव पापं न पच्चति ।
यदा च पच्चती पापं अथ बालो दुक्खं निगच्छति ॥१०॥

११ म० कटुकं फलं ।

સાધકને પોતા કરતાં ઉત્તમ કે પોતાની સમાન સહચર-સાથી ન મળે, તો તેણે દૃઢપણે એકલા જ જીવન વીતાવવું પરંતુ મૂઢ મનુષ્યોને સાથી ન કરવા. ૨

'પુત્રો મારા છે', 'ધન મારું છે' એમ કહી કહીને મૂઢ મનુષ્ય હેરાન થાય છે; પરંતુ પોતે જ પોતાનો નથી, ત્યાં પુત્રો કે ધન પોતાનું શાનું થઈ શકે ? ૩

જે મૂઢ મનુષ્ય પોતાની મૂઢતાને જાણે છે, તેને પંડિત કહી શકાય; અને જે મૂઢ પોતાને પંડિત માને છે, તેને મૂઢ કહી શકાય. ૪

મૂઢ માનવી જીવતાં સુધી પણ પંડિતનો સમાગમ સેવે છતાં જેમ કડછી દાળના રસને જાણી શકતી નથી, તેમ તે ધર્મને જાણી શકતો નથી. ૫

ડાહ્યો મનુષ્ય બે ઘડી પણ પંડિતનો સમાગમ સેવે એટલામાં જ જેમ જીભ દાળના રસને જાણે છે, તેમ તે ધર્મને સત્વર જાણી જાય છે. ૬

દુષ્ટ બુદ્ધિવાળા મનુષ્યો શત્રુની સાથે વર્તતા હોય તેમ પોતાના આત્મા સાથે વર્તે છે. તેઓ જેનાં ફળ કડવાં હોય છે, એવાં પાપકર્મો કરતા રહે છે. ૭

જે કર્મ કર્યા પછી પસ્તાવું પડે અને જેનું પરિણામ આંસુવાળે મોઢે રોતાં રોતાં ભોગવવું પડે, તે કર્મ કરવું સારું નથી. ૮

જે કર્મ કર્યા પછી પસ્તાવું ન પડે અને જેનું પરિણામ પ્રસન્ન ચિત્તે આનંદ સાથે ભોગવવાનું આવે, તે કર્મ કરવું સારું છે. ૯

પાપનું ફળ જ્યાંસુધી પાકતું નથી, ત્યાંસુધી મૂઢ માણુસ પાપને મધ જેવું મીઠું માને છે; પરંતુ જ્યારે પાપનું ફળ પાકી જાય છે, ત્યારે એ મૂઢ દુઃખ પામે છે. ૧૦

मासे मासे कुसग्गेन बालो भुञ्जेथ[12] भोजनं ।
न सो सङ्खतधम्मानं कलं अग्घति सोळसिं ॥ ११ ॥

न हि पापं कतं कम्मं सज्जुखीरं व मुच्चति ।
डहन्तं बालमन्वेति भस्मच्छन्नो व पावको ॥ १२ ॥

यावदेव अनत्थाय ञत्तं बालस्स जायति ॥
हन्ति बालस्स सुक्कंसं मुद्धमस्स विपातयं ॥ १३ ॥

असतं[13] भावनमिच्छेय्य पुरेक्खारं च भिक्खुसु ।
आवासेसु च इस्सरियं पूजा परकुलेसु च ॥ १४ ॥

ममेव कत मञ्ञन्तु गिही पब्बजिता उभो ।
ममेवातिवसा अस्सु किच्चाकिच्चेसु किस्मिचि ।
इति बालस्स सङ्कप्पो इच्छा मानो च वड्ढति ॥ १५ ॥

अञ्ञा हि लाभूपनिसा अञ्ञा निब्बानगामिनी ।
एवमेतं अभिञ्ञाय भिक्खु बुद्धस्स सावको ॥
सक्कारं नाभिनन्देय्य विवेकमनुब्रूहये ॥ १६ ॥

॥ बालवग्गो पंचमो ॥

---

१२ म० भुञ्जेय्य । १३ म० असन्तं ।

કોઈ મૂઢ માનવ દર્ભની અણી ઉપર આવે તેટલું ભોજન પ્રતિ માસે લે છતાં તે ધર્મને સમજનારા લોકોની સોળમી કળાને પણ લાયક થઈ શકતો નથી–અર્થાત્ ગમે તેવું ઘોર તપ તપનાર પણ ધર્મને સમજનારાની તોલે આવી શકતો નથી. ૧૧

તાજું દૂધ જેમ ઝટ દઈને દહીં રૂપને પામી શકતું નથી, તેમ તાજું કરેલું પાપકર્મ ઝટ દઈને પોતાનું ફળ આપી શકતું નથી; પરંતુ તે પાપકર્મ રાખથી ઢંકાયેલા અગ્નિની પેઠે મૂઢ માણસને નિરંતર દઝાડતું રહે છે. ૧૨

મૂઢ માણસની પંડિતાઈ જ્યાં સુધી અનર્થકારી નીવડે છે, ત્યાં સુધી એ માથું ફોડતી પંડિતાઈ તેની પવિત્રતાનો નાશ કરે છે. ૧૩

મૂઢ ભિક્ષુ જે ભાવના પોતાનામાં ન હોય, તે પોતાનામાં છે એવું ઇચ્છે છે, બીજા ભિક્ષુઓમાં પોતાનો માન-મરતબો ઇચ્છે છે, ગૃહસ્થોનાં ઘરોમાં પોતાનું ઐશ્વર્ય અને બીજાં કુલોમાં પોતાની પૂજા કે પ્રતિષ્ઠા ઇચ્છે છે. ૧૪

તથા ગૃહસ્થો અને ભિક્ષુઓ બન્ને હું કરું તેને જ માને, મારું કહ્યું જ કરે, મારી 'હાએ હા પાડે' એમ ઇચ્છે છે, તેઓ કોઈ પણ વિધિ કે નિષેધના કાર્યમાં અથવા નાનાં-મોટાં બધાં કાર્યોમાં મારે જ વશ રહે એમ ઇચ્છે છે. એ પ્રમાણેના એ મૂઢ ભિક્ષુના સંકલ્પોને લીધે તેનાં તૃષ્ણા અને અભિમાન વધે છે. ૧૫

માન-પૂજા વગેરેના લાભનો માર્ગ જુદો છે અને નિર્વાણનો માર્ગ જુદો છે. એ પ્રમાણે એને બરાબર સમજી લઈને બુદ્ધનો શ્રાવક એવો ભિક્ષુ સંસારનાં માન–પૂજાને ન વાંછે અને એકાંતમાં રહીને અલિપ્ત રહેવાની વૃત્તિને કેળવે. ૧૬

પાંચમો બાલવર્ગ સમાપ્ત.

## ६ : पंडितवग्गो

निधीनं व पवत्तारं यं पस्से वज्जदस्सिनं ।
निग्गय्हवादिं मेधाविं तादिसं पण्डितं भजे ।
तादिसं भजमानस्स सेय्यो होति न पापियो ॥ १ ॥

ओवदेय्यानुसासेय्य असब्भा च निवारये ।
सतं हि सो पियो होति असतं होति अप्पियो ॥ २ ॥

न भजे पापके मित्ते न भजे पुरिसाधमे ।
भजेथ मित्ते कल्याणे भजेथ पुरिसुत्तमे ॥ ३ ॥

धम्मपीति सुखं सेति विप्पसन्नेन चेतसा ।
अरियप्पवेदिते धम्मे सदा रमति पण्डितो ॥ ४ ॥

उदकं हि नयन्ति नेत्तिका उसुकारा नमयन्ति तेजनं ।
दारुं नमयन्ति तच्छका अत्तानं दमयन्ति पण्डिता ॥ ५ ॥

सेलो यथा एकघनो वातेन न समीरति ।
एवं निन्दापसंसासु न समिञ्जन्ति पण्डिता ॥ ६ ॥

## ६ : पंडितवर्ग

દોષો બતાવનારને દાટેલા ધનનો ભંડાર બતાવનાર જેવો સમજવો; આપણને સુધારવા સારુ નિગ્રહનાં વચનો કહેતો હોય એવા બુદ્ધિમાન પંડિતનો સમાગમ× રાખવો, એવાના સમાગમથી કલ્યાણ થાય છે, પાપ થતું નથી. ૧

× જુઓ બાલવર્ગ ગાથા ૧ ઉપરનું ટિપ્પણ

ઠપકો આપે, શાસન કરે, અસભ્ય પ્રવૃત્તિથી અટકાવે-આવો મનુષ્ય સત્પુરુષોને પ્રિય લાગે છે અને અસત્પુરુષોને-ખલ પુરુષોને અપ્રિય લાગે છે. ૨

પાપી મિત્રોની સોબત ન કરવી, અધમ પુરુષોનો સમાગમ ન રાખવો; કલ્યાણકર મિત્રોની સોબત કરવી અને ઉત્તમ પુરુષોનો સમાગમ રાખવો. ૩

ધર્મમાં પ્રીતિવાળો મનુષ્ય પ્રસન્ન ચિત્તથી સુખે સૂઈ શકે છે—રહી શકે છે. પંડિત પુરુષ, આર્યોએ જણાવેલા માર્ગમાં હમેશાં રમણ કરે છે. ૪

પાણી વાળનારા પાણી વાળે છે, બાણને ઘડનારા બાણને નમાવે છે-સીધું કરે છે, સુતારો લાકડાને નમાવે છે. એ જ પ્રમાણે, પંડિત-પુરુષો પોતાના આત્માનું દમન + કરે છે. ૫

નક્કર પર્વત જેમ પવનથી કંપતો નથી, તેમ પંડિત પુરુષ નિંદા અને પ્રશંસાથી કંપતો નથી-અર્થાત્ નિંદાથી ગભરાતો નથી અને પ્રશંસાથી ફુલાતો નથી. ૬

---

+ આ ગાથામાં પ્રધાનપણે **આત્માના દમનની** હકીકત છે. તેના ઉદાહરણ માટે બીજી પણ ત્રણ હકીકતો આપેલી છે:-(૧) પાણી વાળનારો પાણીને ગમે ત્યાં જવા દેતો નથી પરંતુ જેમ તેની જરૂર હોય તેમ તેને વાળ્યા કરે છે-અર્થાત્ જેમ પાણી વાળનાર પાણી ઉપર અંકુશ રાખે છે, (૨) બાણને ઘડનારો વાંકા વળી ગયેલા બાણને નમાવીને સીધું કરે છે-અર્થાત્ જેમ બાણને ઘડનારો બાણ ઉપર અંકુશ રાખે છે તથા (૩) સુતાર લાકડાને નમાવે છે અર્થાત્ સુતાર લોકો અણઘડ લાકડાને છોલી છોલીને ઘડે છે અને જેમ નમાવવું-વાળવું હોય તેમ નમાવે છે, તેમ પંડિત પુરુષો આત્મા ઉપર અંકુશ રાખી તેને દમે છે. (સરખાવો, દંડવર્ગ ગા૦ ૧૭)

यथापि रहदो गंभीरो विप्पसन्नो अनाविलो ।
एवं धम्मानि सुत्वान विप्पसीदन्ति पण्डिता ॥ ७ ॥

सब्बत्थ वे सप्पुरिसा चजन्ति न कामकामा लपयन्ति सन्तो ।
सुखेन फुट्ठा अथवा दुखेन न उच्चावचं पण्डिता दस्सयन्ति ॥८॥

न अत्तहेतु न परस्स हेतु न पुत्तमिच्छे न धनं न रट्ठं ।
न इच्छेय्य अधम्मेन समिद्धिमत्तनो
स सीलवा पञ्ञवा धम्मिको सिया ॥ ९ ॥

अप्पका ते मनुस्सेसु ये जना पारगामिनो ।
अथायं इतरा पजा तीरमेवानुधावति ॥ १० ॥

ये च खो सम्मदक्खाते धम्मे धम्मानुवत्तिनो ।
ते जना पारमेस्सन्ति मच्चुधेय्यं सुदुत्तरं ॥ ११ ॥

कण्हं धम्मं विप्पहाय सुक्कं भावेथ पण्डितो ।
ओका अनोकं आगम्म विवेके यत्थ दूरमं ॥ १२ ॥

तत्राभिरतिमिच्छेय्य हित्वा कामे अकिञ्चनो ।
परियोदपेय्य अत्तानं चित्तक्लेसेहि पण्डितो ॥ १३ ॥

જેમ કોઈ પાણીનો ધરો ગંભીર-ઊંડો હોય, વિશેષ પ્રસન્ન જણાતો હોય અને કાદવ વિનાનો નિર્મળ હોય, તેમ પંડિત પુરુષો ધર્મનાં વચનોને સાંભળીને સવિશેષ રીતે પ્રસન્નતા પામે છે. ૭

પંડિત પુરુષો સર્વથા તૃષ્ણાનો ત્યાગ કરનારા હોય છે, કામવાસનાને વશ થઈ તેઓ લપલપાટ કરતા નથી તથા સુખ કે દુઃખનો અનુભવ થતાં ઊંચા-નીચા થતા નથી એટલે કે હર્ષ કે શોકને દર્શાવતા નથી. ૮

સાધક પુરુષ પોતાને માટે કે પરને માટે પુત્ર, ધન કે રાષ્ટ્રને ન ઇચ્છે, અધર્મની પ્રવૃત્તિ કરીને પોતાની સમૃદ્ધિ વધારવાની વાંછા ન કરે; કિન્તુ તે શીલવાન, પ્રજ્ઞાવાન, અને ધર્મપરાયણ થાય. ૯

પાર પામનારા પુરુષો, સંસારમાં ઘણા થોડા હોય છે; વધારે ભાગની પ્રજા-જનસમૂહ તો કાંઠે કાંઠે દોડ્યા કરે છે. ૧૦

જે સાધકો સારી રીતે કહેવાયેલા ધર્મને સમજીને તે પ્રમાણે વર્તન રાખે છે, તેઓ જ દુસ્તર એવા મૃત્યુનો પાર પામી શકનારા છે. ૧૧

પંડિત પુરુષ કાળા એટલે પાપવાળા ધર્મને તજી દઈને શુકલ-પવિત્ર ધર્મની ભાવના કરે. ઘરમાંથી બહાર આવીને એટલે ઘરની મમતા તજી દઈને અનગાર* થઈ, એકાંતમાં રહી, ધર્મપરાયણ રહેવું વિશેષ કઠણ છે. ૧૨

પંડિત પુરુષે કામભોગોને તજી દઈ, અકિંચન બની એકાંતમાં જઈ પ્રસન્નતાથી રહેવું જોઈએ અને ચિતના કલેશો-ને દૂર કરી પોતાના આત્માને શુદ્ધ કરવો જોઈએ. ૧૩

---

* અગાર એટલે ઘર; જેને ઘર નથી તે **અનગાર-અર્થાત્** જેણે સંસારનો પ્રપંચ તજેલ છે અને પોતાને માટે અમુક એક જ ઘર સ્વીકાર્યું નથી તેનું નામ અનગાર એટલે કે ભિક્ષુ. નવી પરિભાષામાં ઇચ્છાપૂર્વક ગરીબીને વરનારનું નામ 'અનગાર' છે; જેમ કે દેશબંધુ દાસ, જવાહરલાલ નહેરુ વગેરે.

येसं सम्बोधिअङ्गेसु सम्मा चित्तं सुभावितं ।
आदानपटिनिस्सग्गे अनुपादाय ये रता ।
खीणासवा जुतीमन्तो ते लोके परिनिब्बुता ॥ १४ ॥

॥ पण्डितवग्गो छट्ठो ॥

## ७ : अरहन्तवग्गो

गतद्धिनो विसोकस्स विप्पमुत्तस्स सब्बधि ।
सब्बगन्थप्पहीनस्स परिळाहो न विज्जति ॥ १ ॥
उय्युञ्जन्ति सतीमन्तो न निकेते रमन्ति ते ।
हंसा व पल्ललं हित्वा ओकमोकं जहन्ति ते ॥ २ ॥
येसं संनिचयो नत्थि ये परिञ्ञातभोजना ।
सुञ्ञतो अनिमित्तो च विमोक्खो येसं गोचरो ।
आकासे व सकुन्तानं गति तेसं दुरन्नया ॥ ३ ॥

જેમનાં ચિત્ત સંબોધિનાં એટલે સમ્યગ્જ્ઞાનનાં÷ બધાં

---

÷ **સમ્યગ્જ્ઞાનનાં બધાં અંગોમાં**—મૂળમાં આ માટે **सम्बोधिअंग** શબ્દ છે. સમ્યગ્જ્ઞાન એટલે સાચા જ્ઞાન માટે બૌદ્ધ અને જૈન પરિભાષામાં 'સંબોધિ' શબ્દ છે. બૌદ્ધ પરિભાષામાં 'સંબોધિ'નાં સાત અંગો આ પ્રમાણે છે:-(૧) સ્મૃતિ (૨) ધર્મપ્રવિચય અથવા પ્રજ્ઞા (જુઓ **અપ્રમાદવર્ગ** ગાથા ૪ તથા ૮ નું ટિપ્પણ) (૩) વીર્ય (વિરિય) એટલે સત્કર્મો કરવા વિશે મનનો ઉત્સાહ (૪) પ્રીતિ (પીતિ) એટલે સત્કર્મો કરવાથી થનારો આનંદ (૫) પ્રશ્રબ્ધિ-(પસદ્ધિ) એટલે ચિત્તની શાંતતા અથવા ચિત્તનો પ્રમોદ (૬) સમાધિ એટલે ચિત્તની સ્થિરતા અને (૭) ઉપેક્ષા (ઉપેક્ખા) એટલે ચિત્તની તટસ્થ દશા; અર્થાત્ રાગ નહિ તેમ દ્વેષ

અંગોમાં સારી રીતે ભાવનાવાળું થયેલું છે, જેઓ નિર્વાણની પણ કામના રાખ્યા વિના પોતાની શુદ્ધ પ્રવૃત્તિમાં પરાયણ રહે છે, તેવા દોષ વિનાના અને ભારે તેજવાળા સાધકો જ આ લોકમાં એટલે પોતાના જીવતાં જીવતાં જ નિર્વાણ-ને પામેલા છે. ૧૪

છઠ્ઠો પંડિતવર્ગ સમાપ્ત.

## ૭: અરહંતવર્ગ ×

જેનો સંસારનો માર્ગ પૂરો થઈ ગયો છે, જેને શોક થતો નથી, જે સર્વથા સ્વતંત્ર છે અને જેની બધી અંતરની ગાંઠો છૂટી થઈ ગઈ છે, એવા પુરુષને લેશ પણ સંતાપ થતો નથી. ૧

તેવા જાગ્રત દશાવાળા કે વિવેકવાળા પુરુષો પોતાની સાધનાની સિદ્ધિને સારુ ઉદ્યોગ કરે છે. તેઓ ઘરમાં એટલે અવતાર લેવામાં રુચિ ધરાવતા નથી. જેમ હંસ ખાબો-ચિયાને છોડી દે છે, તેમ ઉત્તમ સાધકો દરેક ઘરને તજી દે છે. ૨

જેઓ કોઈ પ્રકારનો સંગ્રહ કરતા નથી, ભોગોના પરિ-

---

પણ નહિ એવી મધ્યસ્થ દશા.

જેમ બૌદ્ધ પરંપરામાં 'સંબોધિ'નાં સાત અંગો છે, તેમ જૈન પરંપરામાં 'સંબોધિ'નાં પાંચ અંગો છે:–શમ, સંવેગ, નિર્વેદ, અનુકંપા અને આસ્તિક્ય. શમ એટલે શાંતિ–માનસિક શાંતિ, સંવેગ-સત્કર્મો તરફ ઉત્સાહ, નિર્વેદ–વિષય કામો તરફ અરુચિ, અનુકંપા– કૃપાળુ વૃત્તિ અને આસ્તિકતા–ધર્મમા વિશ્વાસ.

× આ વર્ગમાં અરહંતનું સ્વરૂપ, દશા વગેરે બતાવેલ છે. 'અરહંત' એટલે પૂજનીય, પૂજાપાત્ર.

यस्सासवा परिक्खीणा आहारे च अनिस्सितो ।
सुञ्ञतो अनिमित्तो च विमोक्खो यस्स गोचरो ।
आकासे व सकुन्तानं पदं तस्स दुरन्नयं ॥ ४ ॥

यस्सिन्द्रियानि समथं गतानि अस्सा यथा सारथिना सुदन्ता ।
पहीनमानस्स अनासवस्स देवा पि तस्स पिहयन्ति तादिनो ॥५॥

पठवीसमो नो विरुज्झति इन्दखीलूपमो तादि सुब्बतो ।
रहदो व अपेतकद्दमो संसारा न भवन्ति तादिनो ॥ ६ ॥

सन्तं तस्स मनं होति सन्ता वाचा च कम्म च ।
सम्मदञ्ञा विमुत्तस्स उपसन्तस्स तादिनो ॥ ७ ॥

ણામને સમજી ચૂકેલા છે તથા નિશાન વિનાના* અને વિવેચન ન કરી શકાય તેવા નિર્વાણને પ્રત્યક્ષ રીતે અનુભવે છે, તેવા પુરુષોની ગતિ આકાશમાં ઊડતાં પક્ષીઓની ગતિની પેઠે કળી શકાય તેવી નથી. ૩

જેઓ દ્વેષરહિત છે, આહારના લાલચુ નથી, તેઓ નિશાન વિનાના અને વિવેચન ન કરી શકાય તેવા નિર્વાણને પ્રત્યક્ષ રીતે અનુભવે છે. તેવા પુરુષોની ગતિ આકાશમાં ઊડતાં પક્ષીઓનાં પગલાંની જેમ કળી શકાય તેવી નથી. ૪

સારથિએ પલોટેલા ઘોડાઓ શાંત હોય છે તેમ જેમની

---

* મૂળમાં આ માટે **अनिमित्त** શબ્દ આપેલ છે. એ '**विमोक्ख**' (વિમોક્ષ)નું વિશેષણ છે. 'નિમિત્ત' શબ્દનો એક અર્થ 'નિશાન' પણ છે તેથી 'અનિમિત્ત' એટલે નિશાન વગરનું એવો પણ થાય છે.

બધી ઇંદ્રિયો શાંત થઈ ગયેલી છે, જેઓ નિરભિમાન છે, જેમનાં દોષોનાં ઝરણાં÷ સુકાઈ ગયેલાં છે, તેવા અરહંતોની દેવો પણ સ્પૃહા કરે છે. ૫

જે પુરુષ પૃથ્વીની પેઠે કોઈની સાથે વિરોધ કરતો નથી—અર્થાત્ સર્વ પ્રકારે સહન કરે છે, ઇંદ્રખીલ† સ્તંભ જેવો સ્થિર—અડગ સુવ્રતી છે, કાદવ વગરના પાણીના ધરાની પેઠે તદ્દન નિર્મળ છે, એવા અરહંત પુરુષને સંસાર હોતો નથી એટલે કે એવા પુરુષને સંસારના પ્રપંચો કશી પણ ઇજા કરી શકતા નથી. ૬

જગતના સ્વરૂપને સારી રીતે સમજીને તેના બંધનથી છૂટા થયેલા, વિશેષ શાંતિને પામેલા એવા અરહંતનું મન શાંત હોય છે, વાણી શાંત હોય છે અને કર્મ એટલે પ્રવૃત્તિ પણ શાંત હોય છે. ૭

---

÷ આ માટે મૂળમાં **आसव** (આસ્રવ) શબ્દ છે. 'આસવ' નો શબ્દાર્થ 'ઝર્યા કરવું—ટપક્યા કરવું' છે. જેમાંથી દોષ ઝર્યા કરે તે આસવ. આ શબ્દ બૌદ્ધ અને જૈન પરંપરામાં જ પ્રચલિત છે. બૌદ્ધપરિભાષામાં આસવ ચાર છે—કામતૃષ્ણા, ભવ એટલે પરલોકની વાસના. દૃષ્ટિ એટલે કોઈ પંથ કે વાડાનો દુરાગ્રહ અને અવિદ્યા—અજ્ઞાન. જૈન પરિભાષામાં આસવ પાંચ છે:-હિંસા, અસત્ય, ચોરી. અબ્રહ્મચર્ય અને પરિગ્રહ. જૈન પરંપરામાં કોઈ કોઈ સ્થળે 'આસવ'ને બદલે 'અણ્હય' (આસ્નવ) શબ્દ પણ આવે છે, પરંતુ એ બંને શબ્દોનો અર્થ એકસમાન છે.

† નગરના દરવાજા ઉપર હાથી સીધો ધસારો કરી ન શકે માટે તેની પાસે મજબૂત થાંભલો ખોડેલો હોય છે તેનું નામ ઇન્દ્રખીલ અથવા ઇન્દ્રકીલ.

अस्सद्धो अकतञ्ञू च सन्धिच्छेदो च यो नरो ।
हतावकासो वन्तासो स वे उत्तमपोरिसो ॥ ८ ॥
गामे वा यदि वाऽरञ्ञे निन्ने वा यदि वा थले ।
यत्थाऽरहन्तो विहरन्ति तं भूमिं रामणेय्यकं ॥ ९ ॥
रमणीयानि अरञ्ञानि यत्थ न रमती जनो ।
वीतरागा रमिस्सन्ति न ते कामगवेसिनो ॥ १० ॥

॥ अरहन्तवग्गो सत्तमो ॥

## ८ : सहस्सवग्गो

सहस्समपि चे वाचा अनत्थपदसंहिता ।
एकं अत्थपदं सेय्यो यं सुत्वा उपसम्मति ॥ १ ॥
सहस्समपि चे गाथा अनत्थपदसंहिता ।
एकं गाथापदं सेय्यो यं सुत्वा उपसम्मति ॥ २ ॥
यो च गाथासतं भासे अनत्थपदसंहिता[१४] ।
एकं धम्मपदं सेय्यो यं सुत्वा उपसम्मति ॥ ३ ॥
यो सहस्सं सहस्सेन सङ्गामे मानुसे जिने ।
एकं च जेय्य अत्तानं स वे सङ्गामजुत्तमो ॥ ४ ॥

જેને હવે ક્યાંય પણ શ્રદ્ધા રાખવાપણું+ રહ્યું નથી,

---

૧૪ म० ०संहितं ।

+ મનુષ્ય, પામવાનું પામી ચૂકે છે અને કૃતકૃત્ય થઈ જાય છે ત્યાર પછી તેને બીજે ક્યાંય શ્રદ્ધા રાખવાની જરૂર રહેતી નથી. અરહંત કોટિએ પહોંચેલો મનુષ્ય એવા પ્રકારનો હોય છે.

નિર્વાણને અનુભવી* રહેલ છે, જન્મમરણનાં અનુસંધાનો છેદાઈ ગયાં છે, જન્મજન્માંતરમાં જવાપણું રહ્યું નથી અને જેણે તમામ આશાતૃષ્ણાઓને હાંકી કાઢેલ છે એવો જ નર ઉત્તમ પુરુષ છે—અરહંત છે. ૮

જે સ્થળે એટલે ગામમાં કે વનમાં, નીચાણવાળી જગ્યાએ કે સમતળવાળી જગ્યાએ અરહંતો વિહાર કરે છે, તે સ્થળ રમણીય છે. ૯

વીતરાગ પુરુષો એશઆરામને શોધતા નથી; માટે જ્યાં સાધારણ માણસને રહેવું ગમતું નથી ત્યાં રમણીય વનોમાં તેઓ એકાંત સ્થાનમાં રહે છે ૧૦

સાતમો અરહંતવર્ગ સમાપ્ત.

## ૮ : સહસ્રવર્ગ

અર્થ વગરનાં હજારો વચનો બોલવા કરતાં જેને સાંભળીને શાંતિ થાય એવું એક વચન બોલવું શ્રેયસ્કર છે. ૧

અર્થ વગરની હજારો ગાથાઓ બોલવા કરતાં જેને સાંભળીને શાંતિ થાય એવું એક ગાથાપદ બોલવું શ્રેયસ્કર છે. ૨

અર્થ વગરની સેંકડો ગાથાઓ બોલવા કરતાં જેને સાંભળીને શાંતિ થાય એવું એક ધર્મવચન બોલવું શ્રેયસ્કર છે.૩

સંગ્રામમાં હજારગણા હજાર એટલે દસ લાખ માણસોને જીતે તેના કરતાં જે એક પોતાના આત્માને જીતે તે જ ખરો

* મૂળમાં આ માટે 'अक्तञ्ञु' (અકૃતજ્ઞ) શબ્દ છે 'અકત' એટલે નિર્વાણ અને 'ञ्ञु' એટલે જાણનારો—અનુભવી. અથવા ભાષામાં જે અર્થમાં 'અકૃતજ્ઞ' શબ્દ છે તે અર્થમાં પણ અહીં એ આ પ્રમાણે ઘટાવી શકાય: અકૃતજ્ઞ એટલે હવે જેના ઉપર કોઈએ કશો ઉપકાર કરવાની જરૂર નથી રહી માટે જેને હવે કોઈનો ઉપકાર માનવાની—વાળવાની કે જાણવાની પણ જરૂર નથી રહી અર્થાત્ જે કૃતકૃત્ય છે, તે અહીં અકૃતજ્ઞ કહેવાય.

अत्ता हवे जितं सेय्यो या चायं इतरा पजा ।
अत्तदन्तस्स पोसस्स निच्चं संयतचारिनो ॥ ५ ॥
नेव देवो न गन्धब्बो न मारो सह ब्रह्मुना ।
जितं अपजितं कयिरा तथारूपस्स जन्तुनो ॥ ६ ॥
मासे मासे सहस्सेन यो यजेथ सतं समं ।
एकं च भावितत्तानं मुहुत्तमपि पूजये ।
सा एव पूजना सेय्यो यञ्चे वस्ससतं हुतं ॥ ७ ॥
यो चे वस्ससतं जन्तु अग्गिं परिचरे वने ।
एकं च भावितत्तानं मुहुत्तमपि पूजये ।
सा येव पूजना सेय्यो यञ्चे वस्ससतं हुतं ॥ ८ ॥
यं किञ्चि यिट्ठं व हुतं व लोके संवच्छरं यजेथ पुञ्ञपेक्खो ।
सब्बं पि तं न चतुभागमेति अभिवादना उज्जुगतेसु सेय्यो ॥९॥
अभिवादनसीलिस्स निच्चं वद्धापचायिनो ।
चत्तारो धम्मा वड्ढन्ति आयु वण्णो सुखं बलं ॥ १० ॥
यो च वस्ससतं जीवे दुस्सीलो असमाहितो ।
एकाहं जीवितं सेय्यो सीलवन्तस्स झायिनो ॥ ११ ॥
यो चे वस्ससतं जीवे दुप्पञ्ञो असमाहितो ।
एकाहं जीवितं सेय्यो पञ्ञावन्तस्स झायिनो ॥ १२ ॥

સંગ્રામ-વિજેતા છે. ૪

આ બીજી પ્રજાઓને જીતવા કરતાં એક પોતાના આત્માને જ જીતવો શ્રેયસ્કર છે. આત્માને વશમાં રાખનારા અને સદા

સંયમથી ચાલનારા તથારૂપ પુરુષની જીતને દેવ, ગાંધર્વ, માર, કે બ્રહ્મા પોતે પણ વિફળ કરી શકતા નથી. ૫,૬

જે માનવ મહિને મહિને હજારો રૂપિયાનો ખરચ કરીને સો વરસ સુધી યજ્ઞો કર્યાં કરે અને જે માનવ એક પવિત્ર આત્માની માત્ર બે ઘડી પૂજા કરે–ઉપાસના કરે, તેમાં સો વરસ સુધી યજ્ઞ કરવા કરતાં પવિત્ર આત્માની માત્ર બે ઘડી ઉપાસના કરવી શ્રેષ્ઠ છે. ૭

જે માનવ વનમાં રહીને સો વરસ સુધી અગ્નિની ઉપાસના કર્યાં કરે અને જે માનવ એક પવિત્ર આત્માની માત્ર બે ઘડી ઉપાસના કરે તેમાં સો વરસ સુધી અગ્નિની ઉપાસના કરવા કરતાં પવિત્ર આત્માની માત્ર બે ઘડી ઉપાસના કરવી શ્રેષ્ઠ છે. ૮

કોઈ માનવ પુણ્યની આશા રાખીને આ લોકમાં એક વરસ સુધી જે કાંઈ યજન કરે વા હોમહવન કરે, તે બધું નિષ્કપટ એવા સંત–પુરુષના અભિવાદનના ચોથા ભાગ જેટલું પણ કલ્યાણકારી નીવડતું નથી. ૯

જે માનવ વૃદ્ધ પુરુષોને નિત્ય માન આપે છે અને તેમની નિત્ય ઉપાસના કરે છે તેના આ ચાર ધર્મો વધે છે: આયુષ્ય, વર્ણ (દેહની કાંતિ), સુખ અને બળ. ૧૦

દુરાચારી અને શાંતિસમાધિવિનાનો માણસ સો વરસ જીવે તે કરતાં સદાચારી અને ધ્યાની માણસનું એક દિવસનું જીવ્યું શ્રેયસ્કર છે. ૧૧

દુર્મતિવાળો અને શાંતિસમાધિવિનાનો માણસ સો વરસ જીવે તે કરતાં સુમતિવાળા અને ધ્યાની માણસનું એક દિવસનું જીવ્યું શ્રેયસ્કર છે. ૧૨

यो चे वस्ससतं जीवे कुसीतो हीनवीरियो ।
एकाहं जीवितं सेय्यो विरियमारभतो दळ्हं ॥ १३ ॥
यो चे वस्ससतं जीवे अपस्सं उदयव्ययं[१५] ।
एकाहं जीवितं सेय्यो पस्सतो उदयव्ययं[१५] ॥ १४ ॥
यो चे वस्ससतं जीवे अपस्सं अमतं पदं ।
एकाहं जीवितं सेय्यो पस्सतो अमतं पदं ॥ १५ ॥
यो चे वस्ससतं जीवे अपस्सं धम्ममुत्तमं ।
एकाहं जीवितं सेय्यो पस्सतो धम्ममुत्तमं ॥ १६ ॥

॥ सहस्सवग्गो अट्ठमो ॥

## ९ : पापवग्गो

अभित्थरेथ कल्याणे पापा चित्तं निवारये ।
दन्धं हि करोतो पुञ्ञं पापस्मिं रमती मनो ॥ १ ॥
पापं चे पुरिसो कयिरा न तं कयिरा पुनप्पुनं ।
न तम्हि छन्दं कयिराथ दुक्खो पापस्स उच्चयो ॥ २ ॥
पुञ्ञं चे पुरिसो कयिरा कयिराथेनं पुनप्पुनं ।
तम्हि छन्दं कयिराथ सुखो पुञ्ञस्स उच्चयो ॥ ३ ॥
पापोऽपि पस्सति भद्रं याव पापं न पच्चति ।
यदा च पच्चति पापं अथ पापो पापानि पस्सति ॥ ४ ॥

સુસ્ત અને ઉત્સાહવગરનો માણસ સો વરસ જીવે તે કરતાં ઉત્સાહ સાથે દૃઢપણે પુરુષાર્થ કરનાર માણસનું એક દિવસનું જીવ્યું શ્રેયસ્કર છે. ૧૩

૧૫ મ० °व्वयं ।

જગતના સ્વભાવને એટલે વસ્તુમાત્રની ઉત્પત્તિ અને તેના વિનાશને નહિ જોનારો—નહિ સમજનારો સો વરસ જીવે તે કરતાં જગતના સ્વભાવને બરાબર જોનારાનું એક દિવસનું જીવ્યું શ્રેયસ્કર છે. ૧૪

અમૃતપદને એટલે કે અજર—અમર સ્થિતિને નહિ જોનારો સો વરસ જીવે તે કરતાં અમૃતપદને જોનારાનું એક દિવસનું જીવ્યું શ્રેયસ્કર છે. ૧૫

ઉત્તમ ધર્મને નહિ જોનારો સો વરસ જીવે તે કરતાં ઉત્તમ ધર્મને જોનારાનું એક દિવસનું જીવ્યું શ્રેયસ્કર છે. ૧૬

આઠમો સહસ્રવર્ગ સમાપ્ત.

## ૯ : પાપવર્ગ

કલ્યાણકારી કાર્ય માટે ઉતાવળ કરો. ચિત્તને પાપ તરફ જતું અટકાવો. જે માનવ સુસ્ત બનીને પુણ્ય કરે છે તેનું મન પાપમાં રમે છે. ૧

જો મનુષ્ય પાપ કરે, તો તેણે પાપને ફરી ફરીને નહિ કરવાનું ધ્યાન રાખવું જોઈએ. પાપ કરવાનો છંદ લગાડવો જોઈએ નહિ. ભેગો થઈ ગયેલો પાપનો જથ્થો દુઃખકારી નીવડે છે. ૨

જો મનુષ્ય પુણ્ય કરે, તો તેણે પુણ્યને ફરી ફરીને કર્યા કરવું જોઈએ. પુણ્ય કરવાનો છંદ લગાડવો જોઈએ. ભેગો થયેલો પુણ્યનો જથ્થો સુખકારી નીવડે છે. ૩

પાપી માનવ પણ જ્યાં સુધી પાપનું ફળ જણાતું નથી ત્યાં સુધી પાપને ભલું સમજે છે; પરંતુ જ્યારે પાપનું ફળ×

× પાપનાં ફળ ન અનુભવાય ત્યાં સુધી એ પાપી પાપને ભલાં સમજે છે. અર્થાત્ પાપી પાપો કરવા છતાંય જ્યારે પ્રત્યક્ષ

भद्रोऽपि पस्सति पापं याव भद्रं न पच्चति ।
यदा च पच्चति भद्रं अथ भद्रो भद्रानि पस्सति ॥ ५ ॥
माऽप्पमञ्ञेथ पापस्स न मं तं[१६] आगमिस्सति ।
उदबिन्दुनिपातेन उदकुम्भोऽपि पूरति ।
पूरति बालो पापस्स थोकथोकं पि आचिनं ॥ ६ ॥
माऽप्पमञ्ञेथ पुञ्ञस्स न मं तं आगमिस्सति ।
उदबिन्दुनिपातेन उदकुम्भोऽपि पूरति ।
पूरति धीरो पुञ्ञस्स थोकथोकं पि आचिनं ॥ ७ ॥
वाणिजो व भयं मग्गं अप्पसत्थो महद्धनो ।
विसं जीवितुकामो व पापानि परिवज्जये ॥ ८ ॥
पाणिम्हि चे वणो नास्स हरेय्य पाणिना विसं ।
नाब्बणं विसमन्वेति नत्थि पापं अकुब्बतो ॥ ९ ॥

જણાવા લાગે છે, ત્યારે તે પાપને પાપ સમજે છે. ૪

ભલો માનવ પણ જ્યાં સુધી ભલાં કાર્યનાં ફળ જણાતાં નથી ત્યાં સુધી ભલાં કાર્યને પણ ભૂંડાં સમજે છે; પરંતુ

---

જીવનમાં સુખો જ અનુભવે છે, ત્યારે તે પાપને પાપ ન સમજતાં ભલાં કામ સમજે છે; પરંતુ જ્યારે ગમે ત્યારે પાપનાં અનિષ્ટ પરિણામ આવે છે, ત્યારે તેને (પાપીને) પાપો પાપરૂપે જણાય છે. ખરી રીતે, પાપ કરનારો દુ:ખ જ પામે એ ન્યાયનો નિયમ છે–પછી તે અહીં દુ:ખ પામે વા ગમે ત્યાં દુ:ખ પામે. જુઓ **બાલ-વર્ગ**ની ૧૦ મી ગાથા.

१६ सी० मन्तं ।

જ્યારે ભલાં કાર્યનાં+ ફળ જણાવા લાગે છે, ત્યારે તે ભલાં કાર્યને ભલાં કાર્ય સમજે છે. ૫

'થોડું થોડું પાપ મને કશું કરી શકવાનું નથી' એમ સમજી પાપને હસી કાઢવું નહિ. ટીપું ટીપું પાણી ટપકતાં ઘડો પણ પાણીથી ભરાઈ જાય છે, તેમ થોડું થોડું પાપ આચરતાં છેવટે પાપ કરનાર અજ્ઞાન માનવ પાપથી ભરાઈ જાય છે. ૬

'થોડું થોડું પુણ્ય મને કશું ફળ આપી શકવાનું નથી' એમ સમજી પુણ્યને હસી કાઢવું નહિ. ટીપું ટીપું પાણી ટપકતાં ઘડો પણ પાણીથી ભરાઈ જાય છે, તેમ થોડું થોડું પુણ્ય આચરતાં છેવટે પુણ્ય કરનાર ધીર પુરુષ પુણ્યથી ભરાઈ જાય છે. ૭

પાસે ધન ઘણું છે અને સાથે ચાલનારા સાથી ઓછા છે એમ જાણીને વાણિયો જેમ બીકવાળા માર્ગને છોડી દે છે તથા જીવવાની ઇચ્છાવાળો માનવ જેમ ઝેરને છોડી દે છે, તેમ સાધક પુરુષે પાપોને છોડી દેવાં. ૮

હાથમાં ઘા ન પડ્યો હોય તો તેમાં ઝેર લઈને ફરી શકાય; ઘા ન પડ્યો હોય તો ઝેર કશી અસર કરી શકતું નથી, તેમ પાપ નહિ કરનાર માનવને પાપ લાગતું નથી. ૯

---

+ કોઈ સજ્જન પુરુષ બીજા કોઈ ખલ અથવા ભદ્ર પુરુષનું ભલું કરવા જાય અને સંભવ છે કે પરિણામે કદાચ તે ભલું કરનારને નુકસાન થવાનો પ્રસંગ ઊભો થાય, તો એટલા પૂરતું એ અધીરો ભલું કરનારો પોતાના ભલા કાર્યને પણ ભૂંડું સમજવાની ઉતાવળ કરી બેસે. બાકી, ભલું કરનારનું ગમે તે કાળે ભલું જ થાય એ ન્યાયનો સનાતન કાયદો છે.

यो अप्पदुट्ठस्स नरस्स दुस्सति सुद्धस्स पोसस्स अनङ्गणस्स ।
तमेव बालं पच्चेति पापं सुखुमो रजो पटिवातं व खित्तो ॥१०॥
गब्भमेके उप्पज्जन्ति निरयं पापकम्मिनो ।
सग्गं सुगतिनो यन्ति परिनिब्बन्ति अनासवा ॥ ११ ॥
न अन्तलिक्खे न समुद्दमज्झे न पब्बतानं विवरं पविस्स ।
न विज्जती सो जगतिप्पदेसो यत्रट्ठितो मुच्चेय्य[17] पापकम्मा ॥१२॥
न अन्तलिक्खे न समुद्दमज्झे न पब्बतानं विवरं पविस्स ।
न विज्जती सो जगतिप्पदेसो यत्रट्ठितं नप्पसहेथ मच्चु ॥ १३ ॥
॥ पापवग्गो नवमो ॥

## १० : दण्डवग्गो

सब्बे तसन्ति दण्डस्स सब्बे भायन्ति मच्चुनो ।
अत्तानं उपमं कत्वा न हनेय्य न घातये ॥ १ ॥
सब्बे तसन्ति दण्डस्स सब्बेसं जीवितं पियं ।
अत्तानं उपमं कत्वा न हनेय्य न घातये ॥ २ ॥
सुखकामानि भूतानि यो दण्डेन विहिंसति ।
अत्तनो सुखमेसानो पेच्च सो न लभते सुखं ॥ ३ ॥

દુષ્ટ કે પાપી ન હોય અને પવિત્ર હોય તેવા શુદ્ધ માનવ ઉપર દોષ ચડાવનાર અજ્ઞાન માનવની તરફ, જેમ સામે વાયરે ફેંકેલી ઝીણી ધૂળ પાછી આવે છે, તેમ પાપ પાછું આવે છે. ૧૦

પાપ-કર્મ કરનારા કેટલાક ગર્ભમાં પેદા થાય છે;

---

१७ म० मुच्चेय्य ।

કેટલાક પાપીઓ નરકમાં અવતાર પામે છે. સારી પ્રવૃત્તિ કરનારા સ્વર્ગમાં અવતરે છે અને તદ્દન દોષ વગરના માનવો નિર્વાણને પામે છે. ૧૧

ભલે આકાશમાં જાય, ભલે સમુદ્રની વચ્ચે રહે અગર પર્વતની ગુફામાં પેસી રહે, તોપણ જગતમાં એવું કોઈ ઠેકાણું નથી કે જ્યાં રહેનારો લાલચુ માણસ પાપકર્મથી છૂટી શકે. ૧૨

ભલે આકાશમાં જાય, સમુદ્રની વચ્ચે રહેવાનું રાખે કે પર્વતની ગુફામાં સંતાઈને રહે, તોપણ જગતમાં એવું કોઈ સુરક્ષિત સ્થળ નથી કે જ્યાં રહેનાર માનવને મૃત્યુ ન પહોંચી શકે. ૧૩

નવમો પાપવર્ગ સમાપ્ત.

## ૧૦ : દંડવર્ગ

બધાં પ્રાણીઓ દંડથી* ભારે ત્રાસ પામે છે. તમામ પ્રાણીઓ મૃત્યુથી ડરતા રહે છે. માટે તમામ પ્રાણીઓને પોતાની જેવાં જ સમજીને જાતે કોઈનો ઘાત કરવો નહિ અને બીજા પાસે પણ કોઈનો ઘાત કરાવવો નહિ. ૧

તમામ જીવો દંડથી ત્રાસ પામે છે. તમામ જીવોને જીવવું વહાલું લાગે છે. માટે તમામ પ્રાણીઓને પોતાની જેવાં જ સમજીને જાતે કોઈનો ઘાત કરવો નહિ અને બીજા પાસે પણ કોઈનો ઘાત કરાવવો નહિ. ૨

જે માનવ, સુખની ઇચ્છા રાખનારા પ્રાણીઓની દંડ દ્વારા હિંસા કરે છે, તે પોતાની જાતને સારુ સુખને શોધતો

---

* 'દંડ' એટલે મનની દુષ્ટ પ્રવૃત્તિ, વચનની દુષ્ટતા અને શરીરની દુષ્ટ ચેષ્ટા. જૈન પરિભાષામાં એ ત્રણ માટે મનોદંડ, વચનદંડ, અને કાયદંડ એવા ત્રણ શબ્દો છે. વળી, 'દંડ'નો અહીં 'મારવાનું સાધન ડંડો' અર્થ પણ ઘટી શકે છે.

सुखकामानि भूतानि यो दण्डेन न हिंसति ।
अत्तनो सुखमेसानो पेच्च सो लभते सुखं ॥ ४ ॥
मा'वोच फरुसं कञ्चि[१८] वुत्ता पटिवदेय्यु[१९] तं ।
दुक्खा हि सारम्भकथा पटिदण्डा फुसेय्यु[२०] तं ॥ ५ ॥
स चे नेरेसि अत्तानं कंसो उपहतो यथा ।
एस पत्तोऽसि निब्बानं सारम्भो ते न विज्जति ॥ ६ ॥
यथा दण्डेन गोपालो गावो पाचेति गोचरं ।
एवं जरा च मच्चु च आयुं पाचेन्ति पाणिनं ॥ ७ ॥
अथ पापानि कम्मानि करं बालो न बुज्झति ।
सेहि कम्मेहि दुम्मेधो अग्गिदड्ढो व तप्पति ॥ ८ ॥
यो दण्डेन अदण्डेसु अप्पदुट्ठेसु दुस्सति ।
दसन्नमञ्ञतरं ठानं खिप्पमेव निगच्छति ॥ ९ ॥
वेदनं फरुसं जानिं सरीरस्स च भेदनं ।
गरुकं वा पि आबाधं चित्तक्खेपं व पापुणे ॥ १० ॥
राजतो वा उपस्सग्गं[२१] अब्भक्खानं व[२२] दारुणं ।
परिक्खयं व ञातीनं भोगानं व[२२] पभङ्गुरं[२३] ॥ ११ ॥
अथवऽस्स अगारानि अग्गि डहति पावको ।
कायस्स भेदा दुप्पञ्ञो निरयं सोपपज्जति[२४] ॥ १२ ॥

હોવા છતાં મૃત્યુ પછી સુખ પામતો નથી. ૩

સુખની વાંછા રાખનારાં પ્રાણીઓની દંડ દ્વારા હિંસા કરતો નથી, તેવો પોતાની જાતને સારુ સુખને શોધતો અહિંસક

---

૧૮ म० किञ्चि । १९ म० पटिवदेय्युं । २० म० फुसेय्युं ।
२१ म० उपसग्गं । २२ म० च । २३ म० पभङ्गुनं । २४ म० सो उपपज्जति ।

માનવ મૃત્યુ પછી સુખ પામે છે. ૪

કોઈને કશું કઠોર વચન ન કહીશ. જેને કહીશ તે તને સામું એવું જ કઠોર વચન કહેશે. સામે કહેલાં કઠોર વચન દુઃખકર નીવડે છે અને કઠોર વચન કહેનારને એવાં જ કઠોર વચનો સામાં સાંભળવાનું દુખ ભોગવવું પડે છે. ૫

ફૂટેલું કાંસાનું વાસણ જેમ અવાજ કરતું નથી તેમ જો તું કઠોર વચન બોલવા સારુ તારી જાતને ન પ્રેરીશ, તો તું નિર્વાણ પામેલો છે; અને હવે તારે કોઈની સામે કઠોર વચન કાઢવાનું રહેતું નથી. ૬

જેમ ગોવાળ દંડ વડે ગાયોને તેની ચરવાની જગ્યા તરફ હાંકી જાય છે, તેમ જરા અને મૃત્યુ તમામ પ્રાણીના આયુષ્યને તેના છેડા તરફ હાંકી જાય છે. ૭

અજ્ઞાનમૂઢ માનવ પાપકર્મોને કરતો રહે છે છતાં પોતે શું કરે છે એ સમજતો નથી; તેથી કુમતિવાળો તે પોતાનાં જ પાપકર્મો વડે આગથી દાઝેલાની પેઠે સંતાપ પામે છે. ૮

જે પ્રાણીઓ દોષ વગરનાં છે અને દંડવા જેવાં નથી તેમને દંડ વડે જે હેરાન કરે છે, તે આ નીચે જણાવેલી દશમાંની કોઈ પણ એક દુર્દશાને સત્વર પામે છે. ૯

તે (૧) ભયંકર વેદના પામે છે, અથવા (૨) શરીરનાં છેદન-ભેદન પામે છે, અથવા (૩) મહાપીડા પામે છે, અથવા (૪) ગાંડપણ પામે છે, તે (૫) સખત રાજશિક્ષા પામે છે, અથવા (૬) તેના ઉપર ભયંકર આળ ચડે છે, (૭) તેનાં સગાં-વહાલાં મરી ખૂટે છે, અથવા (૮) તેના બધા ભોગો નાશ પામે છે. ૧૦,૧૧

અથવા (૯) આગ તેના ઘરબારને બાળીને ખાક કરી મૂકે છે, અને એ (૧૦) કુમતવાળો છેવટે મૃત્યુ પછી નરકમાં અવતાર પામે છે. ૧૨

न नग्गचरिया न जटा न पङ्का
नाऽनासका थण्डिलसायिका वा ।
रजो च जल्लं उक्कुटिकप्पधानं
सोधेन्ति मच्चं अवितिण्णकंखं ॥ १३ ॥

अलङ्कतो चे पि समं चरेय्य
सन्तो दन्तो नियतो ब्रह्मचारी ।
सब्बेसु भूतेसु निधाय दण्डं
सो ब्राह्मणो सो समणो स भिक्खू ॥ १४ ॥

हिरीनिसेधो पुरिसो कोचि लोकस्मिं विज्जति ।
यो निन्दं अप्पबोधति अस्सो भद्रो कसामिव ॥ १५ ॥

अस्सो यथा भद्रो कसानिविट्ठो
आतापिनो संवेगिनो भवाथ[२५] ।
सद्धाय सीलेन च विरियेन च
समाधिना धम्मविनिच्छयेन च ।
सम्पन्नविज्जाचरणा पटिस्सता
पहस्सथ दुक्खमिदं अनप्पकं ॥ १६ ॥

उदकं हि नयन्ति नेत्तिका उसुकारा नमयन्ति तेजनं ।
दारुं नमयन्ति तच्छका अत्तानं दमयन्ति सुब्बता ॥१७॥

॥ दण्डवग्गो दसमो ॥

---

२५ म० भवत्थ ।

નગ્ન રહેવું,+ અગર જટા રાખવી. અગર શરીરે માટી ચોળવી, લાંઘણ ખેંચવી. ખુલ્લી ભૂમિ ઉપર શયનવ્રત કરવું, શરીરે ધૂળ લગાડવી કે દેહને મેલો રાખવો અગર ઊભડક બેસવાનું વ્રત લેવું—એમાંનું કાંઈ અગર એ બધું શંકાઓના પારને નહિ પામેલા માનવને કદી પવિત્ર કરી શકતું નથી. ૧૩

વસ્ત્રથી સુશોભિત રહેવા છતાંય જે સમભાવે આચરણ કરતો હોય, શાંત દાંત નિયમબદ્ધ અને બ્રહ્મચારી હોય તથા બધાં ભૂતો તરફના દંડને એટલે હિંસાભાવને તજી દેનારો હોય, તેવો માનવ બ્રાહ્મણ કહેવાય છે, શ્રમણ કહેવાય છે અને ભિક્ષુ પણ કહેવાય છે. ૧૪

જગતમાં એવો પુરુષ કોઈક જ હોય છે, જે કેવળ શરમને લીધે પાપ-કર્મ કરતાં અટકતો હોય. જેમ ઉત્તમ ઘોડો ચાબુક પડતાં પહેલાં જ ચેતી જાય છે, તેમ એવો પુરુષ પોતાની નિંદા થતાં પહેલાં જ ચેતી જાય છે. ૧૫

ચાબુકને જોનારા ભદ્ર (ઉત્તમ) ઘોડાની પેઠે ઉત્સાહવાળા બનો; પોતાની ભૂલોમાંથી ઉતાવળ કરીને નીકળી જાઓ; શ્રદ્ધા વડે, સદાચાર સાથે, પુરુષાર્થ વડે સમાધિ (શાંતિ) વડે અને ધર્મના વિશેષ રીતે નિશ્ચય દ્વારા વિદ્યાસંપન્ન અને આચરણ-સંપન્ન થઈ વિશેષ સ્મૃતિવાળા બની આ અમાપ દુઃખોને તજી દેનારા થાઓ. ૧૬

ખેતરમાં પાણી વાળનારા, જેવી રીતે જરૂર હોય તેવી રીતે પાણીને વાળ્યા કરે છે, બાણને ઘડનારા જેમ બાણને બરાબર સીધું કરે છે, સુતાર જરૂર પ્રમાણે જેમ લાકડાને ઘડે છે, તેમ જ્ઞાની પુરુષો પોતાના આત્માનું દમન કરે છે. ૧૭

દશમો દંડવર્ગ સમાપ્ત

---

+ આ ગાથાના વિવેક વગરના એકલા દેહદમનનું કશું જ ફળ આવતું નથી એમ સ્પષ્ટપણે જણાવેલ છે.

## ११ : जरावग्गो

को नु हासो किमानन्दो निच्चं पज्जलिते सति ।
अन्धकारेन ओनद्धा पदीपं न गवेसथ[२६] ॥ १ ॥

पस्स चित्तकतं बिम्बं अरुकायं समुस्सितं ।
आतुरं बहुसङ्कप्पं यस्स नत्थि धुवं ठिति ॥ २ ॥

परिजिण्णमिदं रूपं रोगनिड्डं पभङ्गुरं ।
भिज्जति पूतिसंदेहो मरणन्तं हि जीवितं ॥ ३ ॥

यानिमानि अपत्थानि अलापूनेव सारदे ।
कापोतकानि अट्ठीनि तानि दिस्वान का रति ॥ ४ ॥

अट्ठीनं नगरं कतं मंसलोहितलेपनं ।
यत्थ जरा च मच्चू च मानो मक्खो च ओहितो ॥ ५ ॥

जीरन्ति वे राजरथा सुचित्ता
अथो सरीरं पि जरं उपेति ।
सतं च धम्मो न जरं उपेति
सन्तो हवे सब्भि पवेदयन्ति ॥ ६ ॥

अप्पस्सुतायं पुरिसो बलिवद्दो व जीरति ।
मंसानि तस्स वड्ढन्ति पञ्ञा तस्स न वड्ढति ॥ ७ ॥

अनेकजातिसंसारं सन्धाविस्सं अनिब्बिसं ।
गहकारकं गवेसन्तो दुक्खा जाति पुनप्पुनं ॥ ८ ॥

---

२६ सी० गवेस्सथ ।

## ૧૧ : જરાવગ

સતત ભડકે બળ્યા કરતા સંસારમાં હાસ્ય શું ? આનંદ શો ? અજ્ઞાનરૂપી અંધકારગ્રસ્ત એવા તમે દીપ કેમ ખોળતા નથી ? ૧

જુઓ શરીરનું ખોખું વિચિત્ર રચનાયુક્ત છે, જેમાં જખમોનો પાર નથી–જે હાડકાંથી ઉપસાવેલ છે, અનેક રોગોથી પીડા પામે છે, અનેક સંકલ્પવિકલ્પ કર્યા જ કરે છે અને જેની સ્થિતિ અચળ નથી. ૨

રૂપ જીર્ણ થનારું છે, શરીર રોગોનો માળો છે, નાશવંત છે, દુર્ગંધના ભંડારરૂપ આ કાયા ભેદાઈ જનાર છે અને જીવનને છેડે મરણ આવીને ઊભું રહેનારું છે. ૩

શરદ ઋતુમાં ફેંકી દીધેલાં તુંબડાં જેવાં ભૂરા રંગનાં જે આ હાડકાં છે, તેને જોઈને શી મોજ માણવી ? ૪

કાયા અસ્થિનું નગર છે. એની આસપાસ માંસ અને રુધિરનું લીંપણ છે. એ નગરમાં જરા, મૃત્યુ અભિમાન અને તિરસ્કાર ભર્યાં પડયાં છે. ૫

રાજાના સારા સારા મજબૂત રથો જીર્ણ થઈ જાય છે, તેમ આ કાયા પણ જીર્ણ થઈ જાય છે. સંતજનો સંતજનોને જણાવે છે, કે એક સંતધર્મ કદીપણ જીર્ણ થતો નથી. ૬

અલ્પજ્ઞાની આ માનવ બળદની પેઠે વૃદ્ધિ પામે છે. તેનું માંસ વધે છે પણ તેની પ્રજ્ઞા (બુદ્ધિ) વધતી નથી. ૭

આ કાયારૂપ ઘર બનાવનારને શોધતો હું અનેક જન્મ-વાળા સંસારમાં ફોકટ રીતે દોડયા કરતો હતો; અને દુઃખ દેનારો અવતાર વારે વારે આવ્યા કરતો હતો. ૮

गहकारक ! दिट्ठोऽसि पुन गेहं न काहसि ।
सब्बा ते फासुका भग्गा गहकूटं विसंखतं[२७] ।
विसंखारगतं चित्तं तण्हानं खयमज्झगा ॥ ९ ॥
अचरित्वा ब्रह्मचरियं अलद्धा योब्बने धनं ।
जिण्णकोञ्चा व झायन्ति खीणमच्छे व पल्लले ॥ १० ॥
अचरित्वा ब्रह्मचरियं अलद्धा योब्बने धनं ।
सेन्ति चापाऽतिखीणा व पुराणानि अनुत्थुनं ॥ ११ ॥

॥ जरावग्गो एकादसमो ॥

## १२ : अत्तवग्गो

अत्तानं चे पियं जञ्ञा रक्खेय्य नं सुरक्खितं ।
तिण्णमञ्ञतरं यामं पटिजग्गेय्य पण्डितो ॥ १ ॥
अत्तानमेव पठमं पतिरूपे[२८] निवेसये ।
अथऽञ्ञमनुसासेय्य न किलिस्सेय्य पण्डितो ॥ २ ॥
अत्तानं चे तथा कयिरा यथऽञ्ञमनुसासति ।
सुदन्तो वत दम्मेथ अत्ता हि किर दुद्दमो ॥ ३ ॥
अत्ता हि अत्तनो नाथो को हि नाथो परो सिया ।
अत्तना हि सुदन्तेन नाथं लभति दुल्लभं ॥ ४ ॥

પણ એ શરીરરૂપી ગૃહ બનાવનાર ! હું તને ઓળખી ગયો છું. હવે તું ઘરને ફરીવાર બાંધી શકીશ નહિ. તારી બધી પાંસળીઓ એટલે પાટડીઓ તોડી નાખેલ છે. ઘરનો મોભ પણ તૂટી પડેલ છે. સંસ્કારવગરના÷ બનેલા ચિત્તે તૃષ્ણાનો

२७ म० विसंखितं । २८ म० पटिरूपे ।

÷ કામસંસ્કાર વગેરે અકુશલ સંસ્કાર વગરના

ક્ષય સમજી લીધો છે. ૯

યૌવનમાં બ્રહ્મચર્યને નહિ પાળનારા અને ધનઉપાર્જન નહિ કરનારા લોકો. માછલાં વગરના ખાબોચિયામાં રહેતાં ઘરડાં બગલાંઓની પેઠે ધ્યાન ધરે છે. ૧૦

યૌવનમાં બ્રહ્મચર્યને નહિ પાળનારા અને ધનઉપાર્જન નહિ કરનારા લોકો જૂની પુરાણી વાતોને સંભારી સંભારીને શોચ કરતા સડી ગયેલા ધનુષની પેઠે પડી રહે છે અર્થાત્ એ કશું જ કરી શકતા નથી. ૧૧

અગિયારમો જરાવર્ગ સમાપ્ત.

## ૧૨ : આત્મવર્ગ÷

આત્માને વહાલો ગણતા હો, તો તેને સારી રીતે સાચવી રાખવો જોઈએ. પંડિત એટલે વિવેકી પુરુષે આત્માને સાફ કરવા સારુ ત્રણમાંથી ગમે તે એક પહોરે જરૂર પ્રયત્ન કરવો જોઈએ. ૧

સૌથી પ્રથમ પોતાના આત્માને જ યોગ્ય પ્રવૃત્તિમાં મૂકી જોવો અર્થાત્ પહેલવહેલાં પોતાની જાતને જ કોઈપણ પ્રવૃત્તિ લાગુ કરી તેમાં તાવી જોવી, ત્યારપછી જ બીજાને એ વિશેનો બોધ આપવો. આમ કરવાથી બોધ આપનાર પંડિતને કલેશ થશે નહિ. ૨

મનુષ્ય પ્રથમ પોતે જ તેમ કરે, જેમ બીજાને બોધ આપે છે. પોતાનો આત્મા સારી રીતે કેળવાય તેમ તેનું દમન કરવું જોઈએ; કારણકે આત્માને કેળવવો અતિ કઠિન છે. ૩

આત્મા જ આત્માનો નાથ છે. બીજો કોણ નાથ થઈ શકે ? સારી રીતે દમન કરેલા આત્મા વડે જ દુર્લભ નાથ

÷ ભિક્ષુવર્ગની ૨૦ મી અને ૨૧ મી ગાથા પણ આત્મવર્ગમાં મૂકી શકાય તેવી છે.

अत्तना व[29] कतं पापं अत्तजं अत्तसंभवं।
अभिमन्थति[30] दुम्मेधं वजिरं वऽस्ममयं मणिं ॥ ५ ॥

यस्स अच्चन्तदुस्सील्यं मालुवा सालमिवोत्थतं[31]।
करोति सो तथऽत्तानं यथा नं इच्छती दिसो ॥ ६ ॥

सुकरानि असाधूनि अत्तनो अहितानि च
यं वे हितं च साधुं च तं वे परमदुक्करं ॥ ७ ॥

यो सासनं अरहतं अरियानं धम्मजीविनं।
पटिक्कोसति दुम्मेधो दिट्ठिं निस्साय पापिकं ॥
फलानि कट्ठकस्सेव अत्तघञ्ञाय फलति ॥ ८ ॥

अत्तना व कतं पापं अत्तना संकिलिस्सति।
अत्तना अकतं पापं अत्तना व विसुज्झति।
सुद्धी असुद्धी पच्चत्तं नाऽञ्ञो अञ्ञं विसोधये ॥ ९ ॥

अत्तदत्थं परत्थेन बहुनाऽपि न हापये।
अत्तदत्थमभिञ्ञाय सदत्थपसुतो सिया ॥ १० ॥

॥ अत्तवग्गो द्वादसमो ॥

પામી શકાય છે. ૪

પથ્થરના મણિને વજ્ર કાપી નાખે છે તેમ આત્માએ પોતે કરેલું આત્મામાંથી પેદા થયેલું અને આત્મામાંથી સંભવ પામેલું પાપ દુષ્ટબુદ્ધિવાળા પાપ કરનાર આત્માને જ

---

२९ म० हि। ३० म० अभिमद्दति। ३१ अ० °वोततं।

ભારે સતાવે છે. ૫

સાલ નામના વૃક્ષ ઉપર પથરાયેલ માલુવાવેલની[×] પેઠે આત્મામાં ફેલાઈ ગયેલું અત્યંત દુઃશીલ-દુરાચરણ આત્માનું તેના શત્રુની જેમ બૂરું કરે છે ૬

આત્માનું અહિત થાય એવાં દુષ્કર્મ કરવાં સહેલાં છે; પરંતુ આત્માને જે હિતકારી નીવડે એવું છે અને સારું છે, તેવું કામ કરવું ઘણું જ દુષ્કર છે. ૭

અરહંતોના—આર્યોના ધર્મ પ્રમાણે જીવનને ચલાવનારાઓના શાસનને દુષ્ટબુદ્ધિવાળો જે માનવ પોતાની પાપમય દૃષ્ટિ વડે નિંદવા તૈયાર થાય, તે વાંસના ફળની પેઠે પોતાના જ નાશનું ફળ મેળવે છે. ૮

આત્માએ કરેલાં પાપને લીધે આત્મા પોતે જ ભારે કલેશ પામે છે; અને પાપ ન કર્યું હોય, તો આત્મા પોતે જ પોતાની જાતે શુદ્ધ થાય છે. પ્રત્યેક આત્માની શુદ્ધિ કે અશુદ્ધિ તેના પોતાના ઉપર નિર્ભર છે; અન્ય કોઈ અન્યને શુદ્ધ કરી શકે નહિ. ૯

ઘણો બધો પરાર્થ થતો હોય, તોપણ આત્માર્થને હાનિ થાય એમ ન કરવું. આત્માર્થને બરાબર સમજીને સારી પ્રવૃત્તિમાં ગૂંથાઈ જવું. ૧૦

બારમો આત્મવર્ગ સમાપ્ત.

× આ નામ કોઈ એક વેલનું છે. આ વેલ જે ઝાડ ઉપર ચડે છે, તેનો નાશ કરે છે. બૌદ્ધપિટક ગ્રંથોમાં આ વેલનું ઉદાહરણ ઘણે સ્થળે આવેલું છે.

## १३ : लोकवग्गो

हीनं धम्मं न सेवेय्य पमादेन न संवसे।
मिच्छादिट्ठिं न सेवेय्य न सिया लोकवद्धनो[32] ॥ १ ॥
उत्तिट्ठे नप्पमज्जेय्य धम्मं सुचरितं चरे।
धम्मचारी सुखं सेति अस्मिं लोके परम्हि च ॥ २ ॥
धम्मं चरे सुचरितं न नं दुच्चरितं चरे।
धम्मचारी सुखं सेति अस्मिं लोके परम्हि च ॥ ३ ॥
यथा बुब्बुलकं पस्से यथा पस्से मरीचिकं।
एवं लोकं अवेक्खन्तं मच्चुराजा न पस्सति ॥ ४ ॥
एथ पस्सथिमं लोकं चित्तं राजरथूपमं।
यत्थ बाला विसीदन्ति नत्थि संगो विजानतं ॥ ५ ॥

## ૧૩ : લોકવર્ગ

હીન ધર્મનો આશ્રય ન લેવો, પ્રમાદથી ન વર્તવું, મિથ્યાદષ્ટિ+ ન રાખવી અને સંસારપ્રપંચ વધે તેવી પ્રવૃત્તિ

---

३२ म० ॰वड्ढनो।

+ મિથ્યા (એટલે ખોટી) દષ્ટિ (એટલે સમજ)=મિથ્યાદષ્ટિ એટલે ખોટી સમજ. 'મિથ્યાદષ્ટિ' શબ્દનો એ સામાન્ય અર્થ છે. જેની ખોટી સમજ હોય, તેને પણ 'મિથ્યાદષ્ટિ' કહેવામાં આવે છે.

ધર્મશાસ્ત્રમાં આ શબ્દનો ખાસ વિશેષ અર્થ આ પ્રમાણે છે:— અધ્યાત્મના સ્પર્શજ્ઞાન વિનાનું તમામ જ્ઞાન 'મિથ્યાદષ્ટિ' કહેવાય છે. આ તેનો આધ્યાત્મિક અર્થ છે. વળી, તેનો સાંપ્રદાયિક અર્થ પણ જુદો છે અને તે આ રીતે છે:—સાંપ્રદાયિક બૌદ્ધો પોતાને

ન કરવી. ૧

પોતાની શુદ્ધિને સારુ ઊભા થવું એટલે ઉત્સાહ સાથે પુરુષાર્થ કરવો. પ્રમાદ ન રાખવો. ધર્મને સારી રીતે આચરવો. જે મનુષ્ય ધર્મ પ્રમાણે ચાલે છે, તે આ લોક અને પરલોકમાં સુખે સૂઈ શકે છે એટલે આરામ પામી શકે છે. ૨

ધર્મને સારી રીતે આચરવો, ખરાબ રીતે ન આચરવો. ધર્મ પ્રમાણે ચાલનારો મનુષ્ય આ લોક અને પરલોકમાં સુખે સૂઈ શકે છે. ૩

જે મનુષ્ય આ સંસારના પ્રપંચને પાણીના પરપોટા જેવો અને ઝાંઝવાનાં જળ જેવો જુએ છે, તેને યમરાજ જોઈ શકતો નથી. ૪

હે માનવો! તમે આવો; તથા જેમાં રહેલા અજ્ઞાની પ્રાણીઓ ખેદ પામે છે એવા અને જ્ઞાનવાળા સમજદાર

---

સમ્યગ્દષ્ટિ (સમ્માદિટ્ઠિ) માને અને બૌદ્ધ સિવાયના તમામને મિથ્યાદષ્ટિ (મિચ્છાદિટ્ઠિ) માને, તેમ સાંપ્રદાયિક જૈનો પોતાને સમ્યગ્દષ્ટિ માને અને જૈન સિવાયના તમામને મિથ્યાદષ્ટિ સમજે, એ જ રીતે સાંપ્રદાયિક વૈદિક પોતાને સમ્યગ્દષ્ટિ માને અને પોતાના સિવાયના તમામને મિથ્યાદષ્ટિ કહે. વિશેષતઃ આ શબ્દ બૌદ્ધ અને જૈન પરંપરામાં પારિભાષિક રીતે રૂઢ છે. વૈદિક પરંપરામાં એને બદલે 'નાસ્તિક' શબ્દનો પ્રચાર છે. પ્રસ્તુત **ધમ્મપદ**માં 'મિથ્યાદષ્ટિ'ના ઉપર કહ્યા એવા ત્રણે અર્થો ઘટી શકે એમ છે. એટલે વાંચનારે તેનો જ્યાં જે અર્થ ઉચિત લાગે તે સમજવો. આ ગ્રંથ આમ તો વ્યાપક ભાવને અનુલક્ષીને બધી બાબતો કહે છે છતાં તેમાં બૌદ્ધ ધર્મ સિવાય બીજા ધર્મ પ્રત્યે કેવળ ઉદારતા જ છે એવું તો નથી. **મલવર્ગ** ગાથા ૨૦, ૨૧ તથા **પ્રકીર્ણકવર્ગ** ગાથા ૭,થી ૧૨; આ બધી ગાથાઓનો અનુવાદ વાંચવાથી આ ગ્રંથની સાંપ્રદાયિકતાનો થોડો ખ્યાલ આવી શકશે.

यो च पुब्बे पमज्जित्वा पच्छा सो नप्पमज्जति ।
सोमं लोकं पभासेति अब्भा मुत्तो व चन्दिमा ॥ ६ ॥
यस्स पापं कतं कम्मं कुसलेन पिथीयति ।
सोमं लोकं पभासेति अब्भा मुत्तो व चन्दिमा ॥ ७ ॥
अन्धभूतो अयं लोको तनुकेत्थ विपस्सति ।
सकुन्तो जालमुत्तो व [33]अप्पो सग्गाय गच्छति ॥ ८ ॥
[34]हंसादिच्चपथे यन्ति आकासे यन्ति इद्धिया ।
नीयन्ति धीरा लोकम्हा जेत्वा मारं सवाहनं[35] ॥ ९ ॥
एकं धम्मं अतीतस्स मुसावादिस्स जन्तुनो ।
वितिण्णपरलोकस्स नत्थि पापं अकारियं ॥ १० ॥

न वे कदरिया देवलोकं वजन्ति
　　बाला हवे नप्पसंसन्ति दानं ।
धीरो च [36] दानं अनुमोदमानो
　　तेनेव सो होति सुखी परत्थ ॥ ११ ॥

पथव्या एकरज्जेन सग्गस्स गमनेन वा ।
सब्बलोकाधिपच्चेन सोतापत्तिफलं वरं ॥ १२ ॥

॥ लोकवग्गो तेरसमो ॥

મનુષ્યોને જેનો સંગ-મોહ લાગતો નથી એવા રાજરથ-રાજાના રથ જેવા ચિત્રવિચિત્ર પ્રકારના આ સંસારને જુઓ. ૫

જે મનુષ્ય, પ્રથમ પ્રમાદ કરીને પછી પ્રમાદ કરતો નથી, તે વાદળાંમાંથી છૂટા પડેલા ચન્દ્રમાની પેઠે પોતાના તેજથી

---

३३ सी० अप्पोस्सगाय ।　　३४ अ० हंसा आदिच्च० ।
३५ सी० सवाहिनिं ।　　३६ म० व ।

આ લોકને પ્રકાશવાળો કરે છે. ૬

બીજાં કુશળ કર્મો એટલે પુણ્ય કર્મો કરવાને લીધે જેનાં પાપ કર્મો ઢંકાઈ ગયાં છે, તે મનુષ્ય વાદળાંમાંથી છૂટા પડેલા ચંદ્રમાની પેઠે પોતાના તેજથી આ લોકને પ્રકાશવાળો કરે છે. ૭

આ આખોય લોક આંધળોભીંત થયેલો છે. સવિશેષ-પણે દેખનારા તેમાં ઘણા થોડા છે. જાળમાંથી છૂટા થઈ ગયેલા પંખીની પેઠે તેમાંના ઘણા થોડા જ નિર્વાણને પામે છે. ૮

હંસો આકાશમાં ઊડે છે. પરમહંસ યોગીઓ પોતે મેળવેલી રિદ્ધિ વડે-સિદ્ધિ વડે-ગગનમાં ઊડે છે. જે મનુષ્યો ધીર છે, તેઓ 'માર'ને તેની સેના સાથે હરાવીને આ સંસાર-માંથી નિર્વાણને પામે છે. ૯

જેણે પોતે સ્વીકારેલા એક સત્યધર્મને તજી દીધેલ છે એવા ખોટાબોલા તથા પરલોકની દરકાર નહિ રાખનારા એવા મનુષ્યને એક પણ પાપ અકાર્યરૂપ નથી. અર્થાત્ એવો મનુષ્ય બધાંય પાપકર્મોમાં રચ્યોપચ્યો રહે છે. ૧૦

કંજૂસ લોકો સ્વર્ગમાં જતા નથી. અજ્ઞાન લોકો જ દાનનાં વખાણ કરતા નથી. પરંતુ દાનની પ્રશંસા કરનારો ધીર પુરુષ પોતાની શુદ્ધ પ્રવૃત્તિઓને લીધે આ લોક અને પરલોકમાં સુખી થાય છે. ૧૧

પૃથ્વી ઉપર આપણું એકછત્ર રાજ્ય પ્રવર્તતું હોય અથવા સ્વર્ગમાં જવાનું બની શકતું હોય અથવા બધાય લોકના સ્વામી થવાનું મળી શકતું હોય, તો તે બધાં કરતાંય સોતાપત્તિ ÷ નું (ધર્મપ્રાપ્તિનું) ફળ વિશેષ ઉત્તમ છે. ૧૨

તેરમો લોકવર્ગ સમાપ્ત.

---

÷ જુઓ **અપ્રમાદવર્ગ** ગાથા૦ ૨ ઉપરનું ટિપ્પણ-'સોતા-વન્ન' શબ્દ.

## १४ : बुद्धवग्गो

यस्स जितं नावजीयति जितमस्स नो याति कोचि लोके।
तं बुद्धमनन्तगोचरं अपदं केन पदेन नेस्सथ ॥ १ ॥
यस्स जालिनी विसत्तिका तण्हा नत्थि कुहिञ्चि नेतवे।
तं बुद्धमनन्तगोचरं अपदं केन पदेन नेस्सथ ॥ २ ॥
ये झानपसुता धीरा नेक्खम्मूपसमे रता।
देवा पि तेसं पिहयन्ति सम्बुद्धानं सतीमतं ॥ ३ ॥
किच्छो मनुस्सपटिलाभो किच्छं मच्चान जीवितं।
किच्छं सद्धम्मसवणं किच्छो बुद्धानमुप्पादो ॥ ४ ॥
सब्बपापस्स अकरणं कुसलस्स उपसम्पदा।
सचित्तपरियोदपनं एतं बुद्धान सासनं ॥ ५ ॥

खन्ती परमं तपो तितिक्खा
निब्बानं परमं वदन्ति बुद्धा।
न हि पब्बजितो परूपघाती
समणो[३७] होति परं विहेठयन्तो ॥ ६ ॥

## ૧૪ : બુદ્ધવર્ગ

જેનું જીત્યું અજીત્યું થતું નથી, જેનું જીતવું જગતમાં ક્યાંય જતું નથી, એવા અમર્યાદ જ્ઞાનવાળા અથવા નિર્વાણને અનુભવનારા તથા આસક્તિવગરના× બુદ્ધને હવે તમે

---

३७ म० न समणो।

× મૂળમાં આ માટે **अपद** શબ્દ છે. જેમ 'પદ' એટલે 'પગ' શરીરનો આધાર છે, તેમ 'આસક્તિ' સંસારના સમસ્ત

કયા નિમિત્ત વડે આગળ લઈ જઈ ÷ શકશો—આગળ દોરી શકશો? અથવા એવા બુદ્ધનું સ્વરૂપ તમે કયા શબ્દથી પામી શકશો? ૧

જાળ જેવી આસક્તિરૂપ તૃષ્ણા જેને ડગાવી શકે તેમ નથી એવા અમર્યાદ જ્ઞાનવાળા આસક્તિવગરના બુદ્ધને હવે તમે કયા નિામત્ત વડે આગળ લઈ જઈ શકશો? ૨

જેઓ ધ્યાનમગ્ન છે, ધીર છે અને પ્રપંચથી બહાર નીકળીને કે કર્મરહિત થઈને શાંતિમાં રમ્યા કરે છે, તેવા પોતાની સ્મૃતિને—જાગૃતિને કાયમ રાખનારા એવા સંબુદ્ધ પુરુષોની દેવો પણ સ્પૃહા કરે છે. ૩

મનષ્ય—અવતાર પામવો કઠિન છે; મરણને વશ રહેલાનું જીવવું કઠિન છે; સત ધર્મનું શ્રવણ કરવું કઠિન છે અને બુદ્ધ પુરુષોનું પ્રગટ થવું કઠિન છે. ૪

તમામ પ્રકારનાં પાપથી અટકવું, કુશળ એટલે સત્ કર્મોને પામવાં, પોતાના મનને શુદ્ધ રાખવું, એ બુદ્ધ પુરુષોની શિખામણ છે. ૫

સહન કરવારૂપ ક્ષમા એ જ ઉત્તમ તપ છે. બુદ્ધ પુરુષો

---

પ્રપંચોનો આધાર છે; માટે 'પદ' શબ્દની અહીં 'અસક્તિ' અર્થમાં લક્ષણા કરેલી છે, તેથી 'અપદ' એટલે આસક્તિ વગરના.

÷ મૂળમાં આ માટે **केन पदेन** શબ્દ છે અને મૂળના '**नेस्सथ**' (**नेष्यथ**)નો અર્થ 'દોરશો' કે 'આગળ લઈ જઈ શકશો' એવો છે. આ આખા વાક્યનો ભાવ આ પ્રમાણે જાણવાનો છે: જે બુદ્ધ પુરુષે નિર્વાણને અનુભવેલ છે, તેને હવે તમે કયું નિમિત્ત બતાવીને તૃષ્ણાના સુખમાં આગળ દોરી શકશો? 'પદ' ના અર્થ 'શબ્દ' પણ થાય છે; એટલે તે રીતે પણ અહીં અનુવાદમાં બીજો અર્થ ઘટાવેલ છે.

अनूपवादो अनूपघातो पातिमोक्खे च संवरो।
मत्तञ्ञुता च भत्तस्मिं पन्तं च सयनासनं।
अधिचित्ते च आयोगो एतं बुद्धान सासनं ॥ ७ ॥

न कहापणवस्सेन तित्ति कामेसु विज्जति।
अप्पस्सादा दुक्खा कामा इति विञ्ञाय पण्डितो ॥ ८ ॥

अपि दिब्बेसु कामेसु रतिं सो नाधिगच्छति।
तण्हक्खयरतो होति सम्मासम्बुद्धसावको ॥ ९ ॥

बहुं[३८] वे सरणं यन्ति पब्बतानि वनानि च।
आरामरुक्खचेत्यानि मनुस्सा भयतज्जिता ॥ १० ॥

नेतं खो सरणं खेमं नेतं सरणमुत्तमं।
नेतं सरणमागम्म सब्बदुक्खा पमुच्चति ॥ ११ ॥

निर्वाणुने ज उत्तमोत्तम कहे छे. जे प्रव्रजित * एटले संन्यासी थयेलो छे, ते बीजानो घात करनारो होई शके नहि; अने जे श्रमण एटले भिक्षु थयेलो छे, ते बीजाने उपद्रव करनारो होई शके नहि. ६

---

३८ म० बहू।

* आ स्थळे मूळमां '**नहि पब्बजितो**' अने '**न समणो**' एवो पण पाठ मळे छे अने ते पाठने मान्य राखीने अहीं अर्थ करेल छे. बुद्ध भगवान 'श्रमण आवो न होय' एम कहेता साथे 'संन्यासी (वैदिक परंपरानो संन्यासी) आवो न होय' एम कहे, तो ते जरापण असंगत लागतुं नथी.

કોઈની સાથે કલહ ન કરવો, કોઈનો ઘાત ન કરવો, ભિક્ષુઓને જે જે પ્રવૃત્તિઓને કરવાની * ના પાડવામાં આવી છે તે વિશે અર્થાત અપવાદો કરવામાં સંયમ જાળવવો, ખાવાપીવામાં માપનું ધ્યાન રાખવું, શયન એટલે સૂવાનું અને આસન એટલે બેઠક પ્રાંતે × એટલે છેવાડે અર્થાત્ એકાંતમાં કરવાં, ચિત્તને અંદરથી તપાસવામાં વિશેષ પ્રયત્ન કરવો એ બુદ્ધ પુરુષોની શિખામણ છે. ૭

સોનાનાં નાણાંનો વરસાદ થાય, તોપણ કામભોગોથી ધરપત થતી નથી. કામભોગો થોડા સ્વાદવાળા અને દુ:ખરૂપ છે એમ સમજી પંડિત પુરુષ, દિવ્ય કામભોગોમાં પણ રુચિ કરતો નથી. બુદ્ધ ભગવાનનો શ્રાવક તૃષ્ણાના ક્ષય માટે રુચિ રાખે છે. ૮,૯

ભયથી ડરેલા મનુષ્યો પર્વતો, વનો, આરામો—સાધુના મઠો, પવિત્ર વૃક્ષો અને ચૈત્યોને શરણે અનેક રીતે જાય છે. ૧૦

એ શરણો ક્ષેમકુશળરૂપ નથી. એ શરણો ઉત્તમ પ્રકારનાં નથી. એ રીતે શરણે જવાથી મનુષ્યો, સર્વ પ્રકારનાં દુ:ખોથી છૂટી શકતા નથી. ૧૧

---

* મૂળમાં આ માટે **पातिमोक्खे च संवरो** ( प्रतिमोक्षे च संवरः ) એમ કહેલ છે એટલે ભિક્ષુઓને માટે જે જે કાર્યો નિષિદ્ધ છે તે બાબત સંયમ રાખવો એટલે નિષિદ્ધ બાબતો ન થઈ જાય તે વિશે કાળજી રાખવાની આ વાક્યમાં ભલામણ છે. જુઓ **ભિક્ષુવર્ગ** ગા૦ ૧૬

× બૌદ્ધ પરિભાષામાં આ શબ્દ 'એકાંત'ના ભાવને બતાવે છે ત્યારે જૈન પરિભાષામાં આ શબ્દ 'છેવટનું–જૂનુંપાનું–વધ્યુંઘટ્યું–કોઈના ખપમાં ન આવે તેવું' એવા ભાવનો સૂચક છે.

यो च बुद्धं च धम्मं च संघं च सरणं गतो ।
चत्तारि अरियसच्चानि सम्मप्पञ्ञाय पस्सति ॥ १२ ॥
दुक्खं दुक्खसमुप्पादं दुक्खस्स च अतिक्कमं ।
अरियं चऽट्ठङ्गिकं मग्गं दुक्खूपसमगामिनं ॥ १३ ॥
एतं खो सरणं खेमं एतं सरणमुत्तमं ।
एतं सरणमागम्म सब्बदुक्खा पमुच्चति ॥ १४ ॥
दुल्लभो पुरिसाजञ्ञो न सो सब्बत्थ जायति ।
यत्थ सो जायति धीरो तं कुलं सुखमेधति ॥ १५ ॥

જે મનુષ્ય, બુદ્ધને, સંઘને, અને ધર્મને શરણે ગયેલો છે, તે પોતાની સદ્બુદ્ધિ વડે ચાર આર્યસત્યોને§ ખરેખર જુએ છે. ૧૨

(૧) દુઃખ, (૨) દુઃખની ઉત્પત્તિનાં કારણો, (૩) દુઃખનો અટકાવ, અને (૪) દુઃખ અટકાવવાનો માર્ગ. આર્યોએ બતાવેલો એ માર્ગ આઠ અંગવાળો ÷ છે. ૧૩

---

§ આ શબ્દનો સામાન્ય અર્થ 'આર્યોએ બતાવેલું સત્ય' એવો થાય છે; પરંતુ બૌદ્ધ પરિભાષામાં તેનો ખાસ વિશેષ અર્થ છે. તે આર્ય સત્યો ચાર છે; અને તે આ પછીની ગાથામાં બતાવેલાં છે.

÷ આર્ય માર્ગનાં આઠ અંગો આ પ્રમાણે છે:–(૧) સમ્યક્દૃષ્ટિ, (૨) સમ્યક્સંકલ્પ, (૩) સમ્યક્વાચા, (૪) સમ્યક્કર્માંત, (૫) સમ્યક્આજીવ, (૬) સમ્યક્વ્યાયામ (૭) સમ્યક્સ્મૃતિ અને (૮) સમ્યક્સમાધિ. અહીં વાપરેલો 'સમ્યક્' શબ્દ 'શુદ્ધપણું સારાપણું–ખરાપણું' બતાવે છે. કર્માંત એટલે ધંધો–રોજગાર. આજીવ એટલે આજીવિકા ચલાવવી. વ્યાયામ એટલે ચિત્ત શુદ્ધિનો અભ્યાસ. આ આઠ અંગોવાળા માર્ગ પ્રમાણે આચરવાથી વ્યક્તિ કે

ભયભીત મનુષ્યોને સારુ એ માર્ગ જ ક્ષેમરૂપ છે, એ જ ઉત્તમ શરણ છે. એ માર્ગને શરણે જવાથી મનુષ્યો તમામ પ્રકારનાં દુઃખોથી છૂટી શકે છે. ૧૪

ઉત્તમોત્તમ પુરુષનો યોગ થવો કઠણ છે. એવો પુરુષ સ્થળે સ્થળે જન્મતો નથી. તે ધીર પુરુષ જ્યાં એટલે જે કુળમાં પેદા થાય છે, તે કુળમાં સુખ વધે છે. ૧૫

---

સમાજનાં ઘણાં દુઃખો ઓછાં થાય છે. જૈન પરિભાષામાં પણ ભગવાન જ્ઞાતપુત્ર મહાવીરે આઠ અંગોવાળો માર્ગ બીજા શબ્દોમાં આ પ્રમાણે બતાવેલો છેઃ-(૧) ઇર્યાસમિતિ, (૨) ભાષાસમિતિ, (૩) એષણાસમિતિ, (૪) આદાનભાંડમાત્રનિક્ષેપણાસમિતિ, (૫) પારિષ્ઠાપનિકાસમિતિ, (૬) મનગુપ્તિ, (૭) વચનગુપ્તિ અને (૮) કાયગુપ્તિ. 'સમિતિ' શબ્દ 'સમ્યક્' શબ્દની પેઠે 'શુદ્ધપણું-સારાપણું-ખરાપણું' બતાવે છે. ઇર્યા એટલે શરીરની હાલવાચાલવાથી માંડીને તમામ પ્રવૃત્તિઓ. 'એષણા' એટલે ખાનપાન વસ્ત્ર વગેરે જે કાંઈ શરીરનિર્વાહનાં સાધનો છે, તે તમામ ક્યાં કેવી રીતે પેદા થાય છે? અને એની પેદાશમાં કેવા કેવા દોષો રહેલા છે? તેની સારી રીતે તપાસ કરવી, પછી જે સાધનો ઓછામાં ઓછાં દોષવાળાં હોય, તેનો પણ સંયમપૂર્વક ઉપયોગ કરવો તેનું નામ એષણાસમિતિ. એ બધાં સાધનોને લેવાં-મૂકવાં-વાપરવાં વગેરેમાં સંયમપૂર્વક વર્તવું તેનું નામ આદાનભાંડમાત્રનિક્ષેપણાસમિતિ. શરીરના તમામ મળોને એવી રીતે વિસર્જિત કરવા, કે જેથી કોઈ પણ પ્રાણીને દુઃખ ન થાય વા તેના આરોગ્યને બાધા ન થાય તેમ ઘૃણા ન ઊપજે-આ જાતની કાળજીનું નામ પારિષ્ઠાપનિકાસમિતિ. મનનો સંયમ તે મનગુપ્તિ; એ જ પ્રમાણે, વચનનો સંયમ તે વચનગુપ્તિ અને શરીરનો સંયમ તે કાયગુપ્તિ. જૈનપરંપરા પ્રમાણે આ આઠ અંગવાળા માર્ગ પ્રમાણે ચાલનાર વ્યક્તિ કે સમાજનાં ઘણાં દુઃખો ઓછાં થાય છે.

सुखो बुद्धानमुप्पादो सुखा सद्धम्मदेसना ।
सुखा संघस्स सामग्गी समग्गानं तपो सुखो ॥ १६ ॥
पूजारहे पूजयतो बुद्धे यदि व सावके ।
पपञ्चसमतिक्कन्ते तिण्णसोकपरिद्दवे ॥ १७ ॥
ते तादिसे पूजयतो निब्बुते अकुतोभये ।
न सक्का पुञ्ञं सङ्खातुं इमेत्तमिति केनचि ॥ १८ ॥

॥ बुद्धवग्गो चुद्दसमो ॥

## १५ : सुखवग्गो

सुसुखं वत जीवाम वेरिनेसु अवेरिनो ।
वेरिनेसु मनुस्सेसु विहराम अवेरिनो ॥ १ ॥
सुसुखं वत जीवाम आतुरेसु अनातुरा ।
आतुरेसु मनुस्सेसु विहराम अनातुरा ॥ २ ॥
सुसुखं वत जीवाम उस्सुकेसु अनुस्सुका ।
उस्सुकेसु मनुस्सेसु विहराम अनुस्सुका ॥ ३ ॥
सुसुखं वत जीवाम येसं नो नत्थि किञ्चनं ।
पीतिभक्खा भविस्साम देवा आभस्सरा यथा ॥ ४ ॥
जयं वेरं पसवति दुक्खं सेति पराजितो ।
उपसन्तो सुखं सेति हित्वा जयपराजयं ॥ ५ ॥

બુદ્ધ પુરુષોનો અવતાર સુખકર છે; સત્ ધર્મનો ઉપદેશ સુખકર છે; સંઘનો સંપ સુખકર છે અને સંપવાળા ભિક્ષુઓનું તપ સુખકર છે. ૧૬

જેઓ પ્રપંચોની પાર ગયેલા છે, શોક અને મહાશોકને

તરી ગયેલા છે, તેવા પૂજાને પાત્ર બુદ્ધ પુરુષો હોય કે તેમના શ્રાવકો હોય; તથા જેઓ નિર્વાણને પામેલા છે, જેમને ક્યાં-યથી ભય નથી તેવા પૂજાને પાત્ર બુદ્ધ પુરુષો હોય કે તેમના શ્રાવકો હોય તેમની જે મનુષ્ય પૂજા કરે છે, તેને આટલું અમુક પુણ્ય થાય છે એ રીતે કોઈ માપીને કહી શકતું નથી. ૧૭,૧૮

ચૌદમો બુદ્ધવર્ગ સમાપ્ત.

## ૧૫ : સુખવર્ગ

અમે વેરીઓમાં તેમના અવેરી બનીને સારી પેઠે સુખે જીવીએ છીએ. જે મનુષ્યો અમારા વેરી છે, તેમના અમે અવેરી બનીને વિચરીએ છીએ–રહીએ છીએ. ૧

જેઓ આતુર છે એટલે વાસનાના પ્રપંચથી પીડા પામેલા છે, તેમની વચ્ચે અનાતુર એટલે વાસનાના પ્રપંચની પીડા વિનાના અમે સારી પેઠે સુખપૂર્વક જીવીએ છીએ. જે મનુષ્યો આતુર છે, તેમની વચ્ચે અનાતુર બનીને અમે વિચરીએ છીએ. ૨

જેઓ ઉત્સુક એટલે ઉતાવળિયા છે અથવા પ્રબળ ઉત્કંઠાવાળા છે, તેમની વચ્ચે અનુત્સુક એટલે ઉતાવળા થયા વિના અથવા કશી પણ ઉત્કંઠા રાખ્યા વિના અર્થાત્ ધીર બનીને અમે સારી પેઠે સુખપૂર્વક જીવીએ છીએ. જે મનુષ્યો ઉત્સુક છે, તેમની વચ્ચે અનુત્સુક બનીને અમે વિચરીએ છીએ. ૩

જેમની પાસે કશું જ નથી એવા અમે સારી પેઠે સુખ-પૂર્વક જીવીએ છીએ; અને આભાસ્વર નામના દેવો જેમ કેવળ પ્રીતિનો જ ખોરાક ખાઇને રહે છે, તેમ તદ્દન અકિંચન એવા અમે પ્રીતિનો જ આહાર કરીને રહીશું. ૪

જીત વેરને પેદા કરે છે. જે હારી ગયેલ છે, તે દુઃખ સાથે સૂએ છે અર્થાત્ હારી ગયેલો મનુષ્ય નચિંતપણે ઊંઘી શકતો નથી. જે મનુષ્ય ઉપશાંત બનેલો છે, તે જય અને પરાજયને

नत्थि रागसमो अग्गि नत्थि दोससमो कली ।
नत्थि खन्धसमा दुक्खा नत्थि सन्तिपरं सुखं ॥ ६ ॥
जिघच्छापरमा रोगा सङ्खारा परमा दुखा ।
एतं ञत्वा यथाभूतं निब्बानं परमं सुखं ॥ ७ ॥
आरोग्यपरमा लाभा सन्तुट्ठी परमं धनं ।
विस्सासपरमा ञाति निब्बानं परमं सुखं ॥ ८ ॥
पविवेकरसं पीत्वा रसं उपसमस्स च ।
निद्दरो होति निप्पापो धम्मपीतिरसं पिबं ॥ ९ ॥
साहु दस्सनमरियानं सन्निवासो सदा सुखो ॥
अदस्सनेन बालानं निच्चमेव सुखी सिया ॥ १० ॥
बालसङ्गतचारी हि दीघमद्धान सोचति ।

વેગળા કરીને સુખે સૂએ છે અર્થાત્ ઉપશાંત મનુષ્યને કશી ઉપાધિ હોતી નથી. ૫

આ સંસારમાં રાગ સમાન અગ્નિ નથી, દ્વેષ સમાન હાનિ નથી. ચાર મહાભૂત વગેરે સ્કંધસમાન* દુઃખ નથી

---

* બૌદ્ધ પરિભાષા પ્રમાણે 'સ્કધ' શબ્દનો ભાવ આ પ્રમાણે છેઃ-(૧) રૂપસ્કંધ એટલે પૃથ્વી, પાણી, તેજ અને વાયુ એ ચાર મહાભૂતો. (૨)-વેદનાસ્કંધ એટલે શરીર ઇંદ્રિયો દ્વારા થતી સુખકારક વેદના, દુઃખકારક વેદના અથવા ઉપેક્ષાવેદના એટલે ન સુખ કે ન દુઃખ એવી વેદના. (૩) સંજ્ઞાસ્કંધ એટલે આકારવાળા ઘર, ઝાડ ગામ વગેરે પદાર્થોને તથા આકાર વગરના આકાશ વગેરે પદાર્થોને એકબીજાથી ભિન્ન ભિન્ન સમજવા સારુ જુદાં જુદાં નામ આપનારી શક્તિ. (૪) સંસ્કારસ્કંધ-સંસ્કારો ત્રણ જાતના છેઃ-

અને શાંતિ સમાન સુખ નથી. ૬

આ સંસારમાં ભૂખ એ મોટામાં મોટો રોગ છે, સંસ્કારો-વાસનાઓ એ મોટામાં મોટું દુઃખ છે. એ પ્રમાણે જે મનુષ્ય ખરેખર સમજે છે, તેને નિર્વાણનું પરમ સુખ પ્રાપ્ત થાય છે. ૭

સંસારમાં નિરોગી રહેવું એ મોટામાં મોટો લાભ છે. સંતોષ એ પરમ ધન છે. જેનામાં આપણો વિશ્વાસ છે, તે આપણું મોટામાં મોટું સગું છે; અને નિર્વાણ એ પરમ સુખ છે. ૮

એકાંતવાસ અને શાંતિનો રસ પીને ધર્મના પ્રેમરસને પીતો પીતો મનુષ્ય ડર અને પાપ વગરનો બની જાય છે. ૯

આર્ય પુરુષોનું દર્શન ઉત્તમ છે. તેમનો સહવાસ સદા સુખકર છે. અજ્ઞાની મૂઢ જીવોને નહિ જોવાથી સદા સુખી થઈ શકાય છે અર્થાત્ અજ્ઞાની જીવોને નહિ જોયા જ સારા. ૧૦

જે મનુષ્ય અજ્ઞાન જીવોની સંગતે ચાલે છે, તેને લાંબા સમય સુધી શોક કરવાનું રહે છે. વેરીઓની સાથેનો સહવાસ

---

કુશલ, અકુશલ અને અવ્યાકૃત; કુશલ એટલે પ્રેમવૃત્તિ, કોઈને સહાયતા કરવાની વૃત્તિ વગેરે કુશલસંસ્કારો, તેનાથી ઊલટા તે અકુશલસંસ્કારો–લોભવૃત્તિ, દ્વેષવૃત્તિ, કપટવૃત્તિ વા ઇર્ષ્યાવૃત્તિ વગેરે. તે બન્નેથી જુદા તે અવ્યાકૃત સંસ્કાર અર્થાત્ અમુક પદાર્થોની અભિરુચિ અથવા અમુક કાર્ય કરવાની સહજ આવડત કે શક્તિ. (૫) વિજ્ઞાનસ્કંધ એટલે નેત્રદ્વારા થતું જ્ઞાન–ચક્ષુર્વિજ્ઞાન; તે જ પ્રમાણે શ્રોત્રવિજ્ઞાન, ઘ્રાણવિજ્ઞાન, જિહ્વાવિજ્ઞાન, કાયવિજ્ઞાન અને મનો-વિજ્ઞાન. 'વિજ્ઞાન'નું બીજું નામ ચિત્ત કે મન પણ છે. એમ આ પ્રકારે પાંચ સ્કંધો ગણાય છે. તેમાંનો પ્રથમ સ્કંધ મૂર્ત–આકાર-ધારી અને જડ છે અને બાકીના ચાર સ્કંધો અમૂર્ત–આકાર વિનાના છે.

दुक्खो बालेहि संवासो अमित्तेनेव सब्बदा ।
धीरो च सुखसंवासो ञातीनं व समागमो ॥ ११ ॥

तस्मा हि

धीरं च पञ्ञं च बहुस्सुतं च
धोरय्हसीलं वतवन्तमरियं ।
तं तादिसं सप्पुरिसं सुमेधं
भजेथ नक्खत्तपथं व चन्दिमा ॥ १२ ॥

॥ सुखवग्गो पण्णरसमो ॥

## १६ : पियवग्गो

अयोगे युञ्जमत्तानं योगस्मिं च अयोजयं ।
अत्थं हित्वा पियग्गाही पिहेतऽत्तानुयोगिनं ॥ १ ॥

मा पियेहि समागञ्छि अप्पियेहि कुदाचनं ।
पियानं अदस्सनं दुक्खं अप्पियानं च दस्सनं ॥ २ ॥

तस्मा पियं न कयिराथ पियापायो हि पापको ।
गन्था तेसं न विज्जन्ति येसं नत्थि पियाप्पियं ॥ ३ ॥

पियतो जायती सोको पियतो जायती भयं ।
पियतो विप्पमुत्तस्स नत्थि सोको कुतो भयं ॥ ४ ॥

पेमतो जायती सोको पेमतो जायती भयं ।
पेमतो विप्पमुत्तस्स नत्थि सोको कुतो भयं ॥ ५ ॥

જેમ દુઃખકર નીવડે છે, તેમ અજ્ઞાન જીવોની સાથેનો સહવાસ સર્વકાળે દુઃખકર નીવડે છે; તેમ જ ધીર પુરુષોની સાથેનો સહવાસ આપણાં સગાંઓના સમાગમની પેઠે સુખકર નીવડે છે. ૧૧

તેથી કરીને–

ચંદ્રમા જેમ આકાશનો આશરો લે છે, તેમ મુમુક્ષુ સાધક મનુષ્યે ધીર, બુદ્ધિમાન બહુ શાસ્ત્રના જાણકાર, ઉત્તમોત્તમ શીલવાળા, વ્રતનિયમને પાળનારા આર્ય અને સારી બુદ્ધિવાળા સત્પુરુષનો આશરો લેવો અર્થાત્ તેવા પ્રકારના સત્પુરુષની સેવા કરવી. ૧૨

પંદરમો સુખવર્ગ સમાપ્ત.

## ૧૬ : પ્રિયવર્ગ

અનુચિત પ્રવૃત્તિમાં પોતાના આત્માને જોડતો અને ઉચિત પ્રવૃત્તિમાં ન જોડતો સાધક પોતાનું લક્ષ્ય તજી દઈને અને રાગમય પ્રિય વસ્તુનો ગ્રાહક બનીને આત્મશોધક થવાની સ્પૃહા રાખે છે. ૧

જેમના તરફ રાગ છે તેમનો અને જેમના તરફ દ્વેષ છે તેમનો સંગ કદાપિ ન કરવો. પ્રિયને નહિ જોવાથી દુઃખ થાય છે; અને અપ્રિયને જોવાથી દુઃખ થાય છે. ૨

તેથી કોઈ ઉપર રાગ ન કરવો. પ્રિય માનેલી વસ્તુનો વિયોગ દુઃખકારક નીવડે છે. જેમને કશું પ્રિય નથી તેમ કશું અપ્રિય નથી, તેમને બંધનો હોતાં નથી. ૩

પ્રિયવૃત્તિને એટલે શોખને લીધે શોક થાય છે. પ્રિયવૃત્તિને લીધે ભય થાય છે. જેનામાં પ્રિયવૃત્તિ એટલે રાગ વા મોહ નથી, તેને શોક થતો નથી; તો ભય ક્યાંથી થાય ? ૪

કામના એટલે વાસનાના પ્રેમને લીધે શોક થાય છે. કામના પ્રેમને લીધે ભય થાય છે. જેનામાં કામનો એટલે વાસનાનો પ્રેમ નથી, તેને શોક થતો નથી; તો ભય ક્યાંથી થાય ?૫

रतिया जायती सोको रतिया जायती भयं ।
रतिया विप्पमुत्तस्स नत्थि सोको कुतो भयं ॥ ६ ॥
कामतो जायती सोको कामतो जायती भयं ।
कामतो विप्पमुत्तस्स नत्थि सोको कुतो भयं ॥ ७ ॥
तण्हाय जायती सोको तण्हाय जायती भयं ।
तण्हाय विप्पमुत्तस्स नत्थि सोको कुतो भयं ॥ ८ ॥
सीलदस्सनसम्पन्नं धम्मट्ठं सच्चवेदिनं[३९] ।
अत्तनो कम्म कुब्बानं तं जनो कुरुते पियं ॥ ९ ॥
छन्दजातो अनक्खाते मनसा च फुटो सिया ।
कामेसु च अप्पटिबद्धचित्तो उद्धंसोतो ति वुच्चति ॥ १० ॥
चिरप्पवासिं पुरिसं दूरतो सोत्थिमागतं ।
ञातिमित्ता सुहज्जा च अभिनन्दन्ति आगतं ॥ ११ ॥
तथेव कतपुञ्ञं पि अस्मा लोका परं गतं ।
पुञ्ञानि पटिगण्हन्ति पियं ञाती व आगतं ॥ १२ ॥

॥ पियवग्गो सोळसमो ॥

---

३९ म० °वादिनं ।

કામની રતિ–રુચિ–ને લીધે શોક થાય છે; કામની રતિને લીધે ભય થાય છે. જેનામાં કામની રતિ નથી, તેમને શોક થતો નથી; તો ભય કયાંથી થાય ? ૬

કામને લીધે શોક થાય છે; કામને લીધે ભય થાય છે. જેનામાં કામ એટલે કામનાઓ નથી, તેને શોક થતો નથી; તો ભય કયાંથી થાય ? ૭

તૃષ્ણાને લીધે શોક થાય છે; તૃષ્ણાને લીધે ભય થાય છે. જેનામાં તૃષ્ણા નથી, તેને શોક થતો નથી; તો ભય કયાંથી થાય ? ૮

જે મુમુક્ષુ શીલવાળો છે, જ્ઞાનવાન છે, ધર્મમાં સ્થિર છે, સત્યવાદી છે અને પોતાની શુદ્ધિને લગતી પ્રવૃત્તિ કરે છે, તે લોકોને વહાલો લાગે છે. ૯

જેને નિર્વાણનો છંદ લાગેલો છે, જેનું મન નિર્વાણનો અનુભવ કરી શકેલ છે તથા કામનાઓમાં બંધાયેલ નથી, તેને 'ઊર્ધ્વસ્રોત'× કહેવાય. ૧૦

લાંબા પ્રવાસેથી, ઘણે દૂરથી કુશળક્ષેમ સાથે પોતાને સ્થાને આવી પહોંચેલા મનુષ્યને મિત્રો, સગાંવહાલાં, ભાઈબંધો અભિનંદન આપે છે, સ્વાગત કરે છે. ૧૧

તેમ જ જે મનુષ્ય પુણ્ય કરીને આ લોકમાંથી પરલોકમાં જાય છે, તે મનુષ્યનું પણ તેણે કરેલાં પુણ્યો તેનાં સગાંવહાલાંની પેઠે અભિનંદન કરે છે–સ્વાગત કરે છે. ૧૨

સોળમો પ્રિયવર્ગ સમાપ્ત.

× જેનો પ્રવાહ ઊર્ધ્વ–ઉપર તરફ વહે છે, તે ઊર્ધ્વસ્રોત. (ઊર્ધ્વ એટલે ઉપર + સ્રોત એટલે પ્રવાહ.) આ માટે બૌદ્ધ પરિભાષામાં 'અનાગામી'–અન્+આગામી–(અન્ એટલે નહિ, આગામી એટલે આવનાર) શબ્દ છે; એટલે જે હવે ફરીથી દુનિયામાં પાછો નથી આવનારો તેને 'ઊર્ધ્વસ્રોત' કહેવામાં આવે છે.

## १७ : कोधवग्गो

कोधं जहे विप्पजहेय्य मानं संयोजनं सब्बमतिक्कमेय्य ।
तं नामरूपस्मिं असज्जमानं अकिञ्चनं नानुपतन्ति दुक्खा ॥१॥

योे वे उप्पतितं कोधं रथं भन्तं व धारये ।
तमहं सारथिं ब्रूमि रस्मिग्गाहो इतरो जनो ॥ २ ॥

अक्कोधेन जिने कोधं असाधुं साधुना जिने ।
जिने कदरियं दानेन [४०]सच्चेन अलीकवादिनं ॥ ३ ॥

सच्चं भणे न कुज्झेय्य [४१]दज्जाऽप्पस्मिं पि याचितो ।
एतेहि तीहि ठानेहि गच्छे देवान सन्तिके ॥ ४ ॥

अहिंसका ये मुनयो निच्चं कायेन संवुता ।
ते यन्ति अच्चुतं ठानं यत्थ गन्त्वा न सोचरे ॥ ५ ॥

सदा जागरमानानं अहोरत्तानुसिक्खिनं ।
निब्बानं अधिमुत्तानं अत्थं गच्छन्ति आसवा ॥ ६ ॥

पोराणमेतं अतुल नेतं अज्जतनामिव ।
निन्दन्ति तुण्हीमासीनं निन्दन्ति बहुभाणिनं ।
मितभाणिनं पि निन्दन्ति नत्थि लोके अनिन्दितो ॥ ७ ॥

## ૧૭ : ક્રોધવર્ગ

ક્રોધને છોડી દેવો. અહંકારને છોડી દેવો. તમામ બંધનો-
ને દાબી દેવાં. જે મનુષ્ય આ નામરૂપ અને રૂપમય *

---

४० सी० सच्चेनालीकवादिनं । ४१ म० दज्जा अप्पस्मिं याचितो ।

* આગળ જે પાંચ સ્કંધો જણાવેલા છે, તેમાંનો વેદનાસ્કંધ,

જગતમાં કોઈ પ્રકારે લાલચ રાખતો નથી અને અકિંચન છે, તેના ઉપર દુ:ખો પડતાં નથી. ૧

તોફાને ચડેલા રથની પેઠે ઉછાળા મારતા ક્રોધને જે પોતાને તાબે કરી શકે, તે જ ખરો સારથિ (રથ હાંકનારો) છે—બાકી બીજા તો ખાલી રાશને પકડી રાખનારા છે. ૨

અક્રોધ વડે ક્રોધને જીતવો, સાધુતા વડે અસાધુતાને જીતવી, દાનવડે કંજૂસાઈને જીતવી અને સત્ય વડે અસત્યવાદીને જીતવો. ૩

સાચું બોલવું, ક્રોધ ન કરવો, કોઈ માગે તો થોડામાંથી પણ આપવું—આ ત્રણ જાતની પ્રવૃત્તિઓને લીધે દેવો પાસે પહોંચી શકાય છે. ૪

જે મુનિઓ અહિંસક છે, શરીરને સદા સંયમમાં રાખે છે, તેઓ જ્યાં જઈને શોક કરવાનું રહેતું નથી એવા નિર્વાણના સ્થાને જાય છે. ૫

સદા જાગનારાઓના, રાતદિવસ આત્મશુદ્ધિને સારુ અભ્યાસ કરનારાઓના અને નિર્વાણમાં શ્રદ્ધા રાખનારાઓના બધા દોષો આથમી જાય છે. ૬

હે અતુલ! આ વાત જૂની છે—આજકાલની નથી: લોકો મૂંગા બેસી રહેનારાને નિંદે છે, બહુ બોલનારાને નિંદે છે અને ઓછું બોલનારાને પણ નિંદે છે. જગતમાં કોઈ અનિંદિત નથી. ૭

---

સંજ્ઞાસ્કંધ અને સંસ્કારસ્કંધ એ ત્રણે સ્કંધોનો અથવા કોઈ વાર વિજ્ઞાનસ્કંધનો આ નામરૂપમાં સમાવેશ થાય છે અને રૂપમયમાં રૂપસ્કંધનો સમાવેશ થાય છે. જુઓ પંદરમા સુખવર્ગની ગા૦ ૬ નું ટિપ્પણ.

न चाहु न च भविस्सति न चेतरहि विज्जति ।
एकन्तं निन्दितो पोसो एकन्तं वा पसंसितो ॥ ८ ॥
यं चे विञ्ञू पसंसन्ति अनुविच्च सुवे सुवे ।
अच्छिद्दवुत्तिं मेधाविं पञ्ञासीलसमाहितं ॥ ९ ॥
नेक्खं[४२] जम्बोनदस्सेव को तं निन्दितुमरहति ।
देवा पि नं पसंसन्ति ब्रह्मुना पि पसंसितो ॥ १० ॥
कायप्पकोपं रक्खेय्य कायेन संवुतो सिया ।
कायदुच्चरितं हित्वा कायेन सुचरितं चरे ॥ ११ ॥
वचीपकोपं रक्खेय्य वाचाय संवुतो सिया ।
वचीदुच्चरितं हित्वा वाचाय सुचरितं चरे ॥ १२ ॥
मनोपकोपं रक्खेय्य मनसा संवुतो सिया ।
मनोदुच्चरितं हित्वा मनसा सुचरितं चरे ॥ १३ ॥
कायेन संवुता धीरा अथो वाचाय संवुता ।
मनसा संवुता धीरा ते वे सुपरिसंवुता ॥ १४ ॥

॥ कोधवग्गो सत्तरमो ॥

## १८ : मलवग्गो

पण्डुपलासो व दानि'सि यमपुरिसा पि च तं[४३] उपट्ठिता ।
उय्योगमुखे च तिट्ठसि पाथेय्यं पि च ते न विज्जति ॥ १ ॥

એવો કોઈ પુરુષ સંસારમાં થયેલો નથી, થનારો નથી અને હમણાં છે પણ નહિ, જે લોકોમાં કેવળ નિંદાપાત્ર બનેલો હોય કે કેવળ પ્રશંસાપાત્ર બનેલો હોય. ૮

ડાહ્યા પુરુષો વિશેષ વિચાર કરીને જેની રોજ ને રોજ

४२ म० निक्खं । ४३ म० ते ।

પ્રશંસા કરે છે, એવા દોષવગરના, મતિમંત અને પ્રજ્ઞા તથા શીલથી યુક્ત એવા અને ઉત્તમ પ્રકારના સોનામાંથી+ બનાવેલી સોનામહોર જેવા એ પુરુષની નિંદા કોણ કરી શકે? એવા ઉત્તમ પુરુષની તો દેવો અને ખુદ બ્રહ્મા પણ પ્રશંસા કરે છે. ૯,૧૦

દુષ્ટ પ્રવૃત્તિઓ તરફ જતી કાયાને સાચવવી, કાયાને સંયમમાં રાખવી. કાયાની દુષ્ટ પ્રવૃત્તિઓ તજી દઈને કાયાથી સારાં આચરણો આચરવાં. ૧૧

દુષ્ટ પ્રવૃત્તિઓ તરફ જતી વાણીને સાચવવી, વાણીને સંયમમાં રાખવી. વાણીની દુષ્ટ પ્રવૃત્તિઓ તજી દઈને વાણીથી સારાં વચનો બોલવાં. ૧૨

દુષ્ટ પ્રવૃત્તિઓ તરફ જતા મનને સાચવવું, મનને સંયમમાં રાખવું. મનની દુષ્ટ પ્રવૃત્તિઓ તજી દઈને મનથી સારા સંકલ્પો કરવા. ૧૩

જે ધીર પુરુષોએ શરીરને સંયમમાં રાખેલ છે, વાણીને સંયમમાં રાખેલ છે અને મનને સંયમમાં રાખેલ છે, તે જ ધીર પુરુષો બધી બાજુથી સારી રીતે સંયમમાં રહેલા છે. ૧૪

સત્તરમો ક્રોધવર્ગ સમાપ્ત.

## ૧૮ : મલવર્ગ

હમણાં તું ખાખરાનાં પીળાં પાંદડાં જેવો ફિક્કો થઈ ગયેલો છે; યમદૂતો પણ તને લઈ જવાને તારી પાસે આવીને ઊભા છે. તું જવાની તૈયારીમાં છે છતાં તારી પાસે ભાતું-વાટખર્ચી પણ નથી. ૧

---

+ ઉત્તમ સોના માટે મૂળમાં '**जम्बोनद**' શબ્દ છે. જંબુ નામની નદીમાં જે સોનું નીપજે છે, તે ઉત્તમ સોનું હોય છે. અહીં અનુવાદમાં 'જાંબુનદ'ને બદલે 'ઉત્તમ સોનું' જ કહેલું છે.

सो करोहि दीपमत्तनो खिप्पं वायम पण्डितो भव ।
निद्धन्तमलो अनङ्गणो दिब्बं अरियभूमिमेहिसि[४४] ॥ २ ॥
उपनीतवयो च[४५] दानिं सि संपयातो सि यमस्स सन्तिके ।
वासो पि च ते नत्थि अन्तरा पाथेय्यं पि च ते न विज्जति ॥३॥
सो करोहि दीपमत्तनो खिप्पं वायम पण्डितो भव ।
निद्धन्तमलो अनङ्गणो न पुन जातिजरं उपेहिसि ॥ ४ ॥

अनुपुब्बेन मेधावी थोकं थोकं[४६] खणे खणे ।
कम्मारो रजतस्सेव निद्धमे मलमत्तनो ॥ ५ ॥

अयसा व मलं समुट्ठितं[४७] तदुट्ठाय[४८] तमेव खादति ।
एवं अतिधोनचारिनं सानि कम्मानि[४९] नयन्ति दुग्गतिं ॥ ६ ॥

असज्झायमला मन्ता अनुट्ठानमला घरा ।
मलं वण्णस्स कोसज्जं पमादो रक्खतो मलं ॥ ७ ॥
मलित्थिया दुच्चरितं मच्छेरं ददतो मलं ।
मला वे पापका धम्मा अस्मिं लोके परम्हि च ॥ ८ ॥

હવે તું ઝટપટ આત્માનો મજબૂત બેટ બનાવ. શીઘ્ર પ્રયત્ન કર. વિવેકી થા. તારા બધા મેલને બાળી–ફૂંકી પાપ વગરનો બનીશ, તો તું દિવ્ય એવી આર્યભૂમિમાં * પહોંચીશ. ૨

४४ म०° भूमिं उपेहिसि । ४५ म० व । ४६ सी० थोकथोकं । ४७ म० समुट्ठाय । ४८ म० ततुट्ठाय । ४९ सी० सककम्मानि ।

* જુઓ 'આર્ય' ઉપરનું બીજા **અપ્રમાદવર્ગની** ગા૦ ૨ નું ટિપ્પણ. આર્યની ભૂમિ તે આર્યભૂમિ. આ ગાથામાં તથા બીજા **અપ્રમાદવર્ગની** ગા૦ ૫મીમાં 'બેટ' બનાવવાની હકીકત છે, તેનો આશય આ પ્રમાણે છે:—સંસારના પ્રવાહનું પૂર ભારે જોરદાર

તારી ઉંમર હવે પૂરી થવા આવી છે. યમરાજ પાસે પહોંચી જવાની તારી તૈયારી છે. વચમાં વાસો રહેવાની જગ્યા પણ નથી અને તારી પાસે ભાતું પણ નથી. ૩

માટે હવે તું ઝટપટ આત્માનો મજબૂત બેટ બનાવ. શીઘ્ર પ્રયત્ન કર. વિવેકી થા. તારા બધા મેલને બાળી-ફૂંકી પાપ વગરનો બનીશ, તો તું ફરીને જન્મ અને જરાને પામીશ નહિ. ૪

સોની રૂપાને ધમીને તેની અંદરના મેલને કાઢી નાખે છે, તેમ બુદ્ધિમાન સાધકે ક્રમે કરીને સાધના કરતાં કરતાં ક્ષણે ક્ષણે પોતાના આત્માને ધમીને તેની અંદરના મેલને થોડે થોડે કરીને કાઢી નાખવો. ૫

લોઢામાંથી પેદા થયેલો કાટ લોઢામાં રહીને લોઢાને જ ખાઈ જાય છે; તેમ જે સાધક આત્માના શોધનને માર્ગે ચાલતો નથી પરંતુ અવળે રસ્તે ચડેલો છે, તેનાં પોતાનાં કર્મો તેને દુર્ગતિએ લઈ જાય છે. ૬

અસ્વાધ્યાયથી એટલે વારંવાર યાદ ન કરવાથી મંત્રો મેલા થઈ જાય છે; ઊઠીને વારંવાર સાફ ન કરવાથી ઘરો મેલાં થઈ જાય છે; વિશેષ આળસ રાખવાથી શરીરની કાંતિ ઝાંખી પડી જાય છે, તેમ સાધક પ્રમાદ કર્યા કરે, તો તેની સાધનાને કાટ લાગે છે. ૭

સ્ત્રીઓનો મેલ દુરાચરણ છે. દાનીનો મેલ અદેખાઈ છે. આ લોકમાં અને પરલોકમાં સાધકોનો મેલ પાપમય પ્રવૃત્તિઓ છે.

---

છે. એ પૂરની સામે કોઈ કાચોપોચો આત્મા ટકી શકતો નથી. દરિયા વચ્ચે કોઈ મજબૂત બેટ હોય, તો તે દરિયાના લોઢોથી પણ તૂટતો નથી; તેમ આ પ્રપંચમય સંસારના પૂરની સામે ટકવા માટે પોતાના આત્માને એવા બેટ સમાન મજબૂત બનાવવાનો છે.૮

ततो मला मलतरं अविज्जा परमं मलं ।
एतं मलं पहत्वान निम्मला होथ भिक्खवो ॥ ९ ॥
सुजीवं अहिरिकेन काकसूरेन धंसिना ।
पक्खन्दिना पगब्भेन संकिलिट्ठेन जीवितं ॥ १० ॥
हिरीमता च दुज्जीवं निच्चं सुचिगवेसिना ।
अलीनेनऽप्पगब्भेन सुद्धाजीवेन पस्सता ॥ ११ ॥
यो पाणमतिपातेति मुसावादं च भासति ।
लोके अदिन्नं आदियति परदारं च गच्छति ॥ १२ ॥
सुरामेरयपानं च यो नरो अनुयुञ्जति ।
इधेवमेसो लोकस्मिं मूलं खणति अत्तनो ॥ १३ ॥
एवं भो पुरिस जानाहि पापधम्मा असञ्ञता ।
मा तं लोभो अधम्मो च चिरं दुक्खाय रन्धयुं ॥ १४ ॥
ददाति[५०] वे यथासद्धं यथापसादनं जनो ।
तत्थ यो मंकु भवति परेसं पानभोजने ॥
न सो दिवा वा रत्तिं वा समाधिमधिगच्छति ॥ १५ ॥
यस्स चेतं समुच्छिन्नं मूलघच्चं समूहतं ।
स वे दिवा वा रत्तिं वा समाधिमधिगच्छति ॥ १६ ॥

ઉપર જે મેલો કહી બતાવ્યા છે, તે બધા મેલો કરતાં સૌથી વધારે મેલ અવિદ્યા–અજ્ઞાન છે; તો હે ભિક્ષુઓ ! એ અવધાના મેલને–કચરાને તમામ રીતે તજી દઈ તમે નિર્મળ થઈ જાઓ. ૯

---

५० म० ददन्ति ।

જે મનુષ્ય નફ્ટ છે, કાગડાની જેવો શૂરો છે, બીજાનાં યશકીર્તિનો નાશ કરનારો છે, ઘૂસણિયો છે, ધીટ છે અને વિશેષ પ્રકારે કલેશ કરનારો છે, તેને આ પ્રપંચમય સંસારમાં જીવવું સહેલું પડે છે. ૧૦

જે મનુષ્ય નમ્ર છે, પવિત્રતાની સદા ખેવના કરનારો છે, સાવધાન છે, નરમ છે અથવા નમ્રતાવાળો છે, પોતાની આજીવિકાને શુદ્ધ રીતે ચલાવે છે અને જોઈ–વિચારીને ચાલનારો છે, તેને આ પ્રપંચમય સંસારમાં જીવવું કઠિન થઈ પડે છે. ૧૧

જે મનુષ્ય જીવોને મારે છે, ખોટું બોલે છે, ચોરી કરે છે અને પરદારાગમન કરે છે, ને જે મનુષ્ય દારૂ અને સરકો પીવામાં રચ્યોપચ્યો રહે છે, તે આ લોકમાં જ પોતાના આત્માનાં મૂળ ખોદે છે. ૧૨,૧૩

હે પુરુષ! એ બધી પાપમય પ્રવૃત્તિઓ ઉપર સંયમ નહિ રાખવામાં આવે, તો ઉપર કહ્યું તે પ્રમાણે જ કડવાં ફળ નીપજશે. માટે તારી જાતને દુ:ખી કરવા સારુ લોભ અને અધર્મ તને વધારે લાંબા સમય સુધી પોતાની ભઠ્ઠીમાં ન પકવે તે વિશે ધ્યાન રાખ. ૧૪

એક માણસ પોતાની શ્રદ્ધા પ્રમાણે અને મનની પ્રસન્નતા પ્રમાણે છૂટથી દાન આપે છે, ત્યારે બીજો માણસ બીજાઓને ખાવાપીવાની વસ્તુઓનું છૂટથી કરવામાં આવતું દાન જોઈને કોચવાય છે—તેથી તે રાત અને દિવસ શાંતિને પામી શકતો નથી. ૧૫

જે મનુષ્યનું એવું કોચવાવાનું છેદાઈ ગયેલ છે, મૂળ સહિત ઊખડી ગયેલ છે, તે જરૂર રાત અને દિવસ શાંતિને પામી શકે છે. ૧૬

नत्थि रागसमो अग्गि नत्थि दोससमो गहो।
नत्थि मोहसमं जालं नत्थि तण्हासमा नदी ॥ १७ ॥

सुदस्सं वज्जमञ्ञेसं अत्तनो पन दुद्दसं।
परेसं हि सो वज्जानि ओपुनाति यथा भुसं[५१]।
अत्तनो पन छादेति कलिं व कितवा सठो ॥ १८ ॥

परवज्जानुपस्सिस्स निच्चं उज्झानसञ्ञिनो।
आसवा तस्स वड्ढन्ति आरा सो आसवक्खया ॥ १९ ॥

आकासे[५२] पदं नत्थि समणो नत्थि बाहिरे।
पपञ्चाभिरता पजा निप्पपञ्चा तथागता ॥ २० ॥

आकासे[५२] पदं नत्थि समणो नत्थि बाहिरे।
संखारा सस्सता नत्थि नत्थि बुद्धानमिञ्जितं ॥ २१ ॥

॥ मलवग्गो अट्ठारसमो ॥

## १९ : धम्मट्ठवग्गो

न तेन होति धमट्ठो येनऽत्थं सहसा[५३] नये।
यो च अत्थं अनत्थं च उभो निच्छेय्य पण्डितो ॥ १ ॥

असाहसेन धम्मेन समेन नयती परे।
धम्मस्स गुत्तो मेधावी धम्मट्ठो ति पवुच्चति ॥ २ ॥

રાગ સમાન અગ્નિ નથી, દ્વેષ સમાન સાડસતી પનોતી–કઠણાઈ–નથી, મોહ સમાન જાળ નથી અને તૃષ્ણા સમાન

---

५१ अ० बुसं। ५२ म० आकासेव। ५३ म० साहसा।

નદી નથી. ૧૭

બીજાનો દોષ જોવો સહેલો છે, પણ પોતાનો દોષ જોવો વસમો છે. જે માણુસ બીજાના દોષોને ભૂંસાની પેઠે ઊપણી બતાવે છે. અને જેમ લુચ્ચો જુગારી પોતાની હારનો દાવ ઢાંકી દે છે–સંતાડે છે તેમ પોતાના દોષોને જે સંતાડી રાખે છે, એ રીતે બીજાના દોષોને જોનારા અને હમેશાં બીજાની ખોડો કાઢવામાં જ રાચતા તે માણુસના દોષો વધ્યા કરે છે અને એવો માણુસ દોષના ક્ષયથી દૂર રહે છે અર્થાત્ એવા માણુસના દોષો નાશ પામતા નથી. ૧૮,૧૯

જેમ આકાશમાં પગલું પડતું દેખાતું નથી, તેમ બહારના પંથોમાં એટલે બુદ્ધના માર્ગ સિવાયના બીજા માર્ગમાં કોઈ સાચો શ્રમણ સાંપડતો નથી. તમામ લોકો પ્રપંચમાં પડેલા છે; અને બધા બુદ્ધો પ્રપંચ વગરના છે. ૨૦

જેમ આકાશમાં પગલું પડતું દેખાતું નથી, તેમ બહારના પંથોમાં ક્યાંય કોઈ શ્રમણ સાંપડતો નથી. વાસનાઓ કાયમ–શાશ્વત રહેતી નથી; અને બુદ્ધ પુરુષોને કંપ એટલે ભય હોતો નથી. ૨૧

અઢારમો મલવર્ગ સમાપ્ત.

## ૧૯: ધર્મસ્થવર્ગ

જે માણુસ કોઈ પણ હકીકતનો ફેંસલો સાહસથી એટલે વગરવિચાર્યે કરી નાખે છે, તેટલા માત્રથી તે ધર્મસ્થ–ધર્માધિકારી–ન્યાયાધીશ થઈ શકતો નથી; પરંતુ જે ડાહ્યો માણુસ ખરી અને ખોટી વાતનો બરાબર નિશ્ચય કરીને પછી તે વિશે ઉતાવળ કર્યા વિના બરાબર વિચાર કરીને ધર્મ પ્રમાણે સમભાવથી બીજાઓને દોરે છે, તે માણુસને ધર્મ વડે સુરક્ષિત અથવા પુષ્ટ, બુદ્ધિમાન અને ધર્મસ્થ કહેવો ઘટે. ૧,૨

न तेन पण्डितो होति यावता बहु भासति।
खेमी अवेरी अभयो पण्डितो ति पवुच्चति ॥ ३ ॥
न तावता धम्मधरो यावता बहु भासति।
यो च अप्पं पि सुत्वान धम्मं कायेन पस्सति।
स वे धम्मधरो होति यो धम्मं नप्पमज्जति ॥ ४ ॥
न तेन थेरो सो होति येनऽस्स फलितं सिरो।
परिपक्को वयो तस्स मोघजिण्णो ति वुच्चति ॥ ५ ॥
यम्हि सच्चं च धम्मो च अहिंसा संयमो दमो।
स वे वन्तमलो धीरो[५४] सो थेरो ति पवुच्चति ॥ ६ ॥
न वाक्करणमत्तेन वण्णपोक्खरताय वा।
साधुरूपो नरो होति इस्सुकी मच्छरी सठो ॥ ७ ॥
यस्स चेतं समुच्छिन्नं मूलघच्चं समूहतं।
स वन्तदोसो मेधावी साधुरूपो ति वुच्चति ॥ ८ ॥
न मुण्डकेन समणो अब्बतो अलिकं भणं।
इच्छालोभसमापन्नो समणो किं भविस्सति ॥ ९ ॥
यो च समेति पापानि अणुं थूलानि सब्बसो।
समितत्ता हि पापानं समणो ति पवुच्चति ॥ १० ॥

જે માણુસ કેવળ બકબક કર્યા કરે છે, તેને પંડિત ન કહી શકાય; પરંતુ જે માણુસ કલ્યાણુ ઇચ્છે છે, કોઈનો વેરી નથી અને તદ્દન નિર્ભય છે, તેને પંડિત કહી શકાય. ૩

જે માણુસ કેવળ બકબક કર્યા કરે છે, તેને ધર્મધર ન કહી શકાય; પરંતુ જે માણુસ થોડાં પણુ ધર્મવચન સાંભળ્યા

---

५४ सी० धीरो थेरो।

પછી એ વચનો પ્રમાણે પોતાના મનને અથવા શરીરને વર્તતું જુએ છે અને ધર્માચરણની બાબતમાં પ્રમાદ કરતો નથી, તેને જ ધર્મધર કહી શકાય. ૪

માણસને માથે પળિયાં આવ્યાં છે એટલા માત્રથી તેને સ્થવિર–ઠરેલ–ન કહી શકાય. પળિયાં આવવા છતાંય ધર્માચરણ વિનાના માણસને વિશે તો એમ કહી શકાય, કે કેવળ તેની ઉંમર પાકી ગઈ છે અને તેના ધોળામાં ધૂળ પડી છે અર્થાત્ એ નકામો નકામો જ જીર્ણ–વૃદ્ધ થયેલો છે. ૫

જેનામાં સત્ય, અહિંસા, સંયમ અને તપરૂપ ધર્મ છે અને જેણે તમામ મળોને–દોષોને વમી નાખ્યા છે એટલે ફેંકી દીધા છે, તે ધીર માણસને જ ખરા અર્થમાં સ્થવિર, ઠરેલો કે પાકટ કહી શકાય. ૬

જે માણસ અદેખાઈ કરે છે, મત્સર રાખે છે અને લુચ્ચાઈ કરે છે, તે બોલવાની ચતુરાઈ બતાવે, મીઠાં મીઠાં વેણ બોલે અથવા તે શરીરે વિશેષ રૂપલાવણ્યવાળો હોય એટલા માત્રથી કાંઈ સારો માણસ ન થઈ શકે. ૭

જે માણસના એ બધા દુર્ગુણો–અદેખાઈ, મત્સર અને લુચ્ચાઈ–સર્વથા છેદાઈ ગયેલા છે–મૂળથી જ ઊખડી ગયેલા છે–અને જેણે તમામ દોષોને વમી નાખ્યા છે, તેવો બુદ્ધિવાળો માણસ જ સાધુરૂપ–સારો માણસ કહેવાય. ૮

જે માણસ વ્રતનિયમ વગરનો હોય અને અસત્ય બોલતો હોય, તે ફક્ત માથે મુંડો કરાવવાથી શ્રમણ ન થઈ શકે. લોભ અને લાલચવાળો માણસ શી રીતે શ્રમણ થઈ શકે ? ૯

જેણે પોતાનાં નાનાં મોટાં તમામ પાપોને બધી રીતે શમાવી દીધાં છે, તે જ માણસ શ્રમણ થઈ શકે છે. 'સમણ' એટલે જ શમન; પાપોને શમાવી દેવાથી જ સમણ–શ્રમણ કહેવાય છે. ૧૦

न तेन भिक्खु सो होति यावता भिक्खते परे ।
विस्सं धम्मं समादाय भिक्खु होति न तावता ॥ ११ ॥

यो'धं पुञ्ञं च पापं च बाहेत्वा ब्रह्मचरियवा ।
संखाय लोके चरति स वे भिक्खू ति वुच्चति ॥ १२ ॥

न मोनेन मुनी होति मूळ्हरूपो अविद्दसु ।
यो च तुलं व पग्गय्ह वरमादाय पण्डितो ॥ १३ ॥

पापानि परिवज्जेति स मुनी तेन सो मुनी ।
यो मुनाति उभो लोके मुनी तेन पवुच्चति ॥ १४ ॥

न तेन अरियो होति येन पाणानि हिंसति ।
अहिंसा सब्बपाणानं अरियो ति पवुच्चति ॥ १५ ॥

न सीलब्बतमत्तेन बाहुसच्चेन वा पुन ।
अथवा समाधिलाभेन [५५]विवित्तसयनेन वा ॥ १६ ॥

फुसामि नेक्खम्मसुखं अपुथुज्जनसेवितं ।
भिक्खु विस्सासमापादि अप्पत्तो आसवक्खयं ॥ १७ ॥

॥ धम्मट्ठवग्गो एकूनवीसतिमो ॥

---

५५ सी० विविच्च० ।

માણુસ ભિક્ષા માગવામાત્રથી ભિક્ષુ થઈ શકતો નથી; કેવળ ×વિસ્સ માર્ગગ્રહણુ કરવાથી ભિક્ષુ થવાતું નથી. ૧૧

ખરી રીતે તો તેજ માણુસ ભિક્ષુ થઈ શકે છે, કે જેણે પુણ્ય અને પાપ બન્નેને વહેવડાવી કાઢ્યાં છે અને જે બ્રહ્મચારી છે. જે માણુસ બરાબર સમજ સાથે સંસારમાં ચરે છે-રહે છે, તેને જ ભિક્ષુ કહી શકાય. ૧૨

જે માણુસ જાતે મૂઢ છે અને અજ્ઞાન છે, તે માત્ર મૌન રાખે છે એટલા માત્રથી મુનિ ન થઈ શકે; પરંતુ જે માણુસે ત્રાજવું ઝાલીને-તોળીને-ઉત્તમ પ્રવૃત્તિને સ્વીકારીને તમામ પાપોને છોડયાં છે, તેને 'મુનિ' કહી શકાય. પાપોને છોડવાથી જ મુનિ થઈ શકાય. મુનિ એટલે માપનારો-મપારો અર્થાત જેણે બન્ને લોકનું માપ કાઢેલું છે, આ લોક અને પરલોકનો તાગ મેળવેલો છે. તેને જ 'મુનિ' કહી શકાય. ૧૩.૧૪

પ્રાણોની હિંસા કરવાથી માણુસ 'આર્ય' થઈ શકતો નથી. જે કોઈ પણુ પ્રાણીની હિંસા ન કરે, તેને જ આર્ય કહી શકાય. ૧૫

હે ભિક્ષુઓ! તમે વિશ્વાસ રાખો, કે તમામ દોષોના ક્ષય સુધી પહોંચ્યા વિના માત્ર શીલ અને વ્રતોને પાળવાથી વા શાસ્ત્રના વિશેષ અભ્યાસથી વા કેવળ સમાધિને મેળવી લેવાથી અથવા તદ્દન એકાંતમાં સૂવા બેસવાથી જ હું નિર્વાણુનું સુખ નથી અનુભવતો; પરંતુ મૂઢ લોકો જે સુખને પામી શકેલા નથી એવું નિર્વાણુનું જે સુખ હું અનુભવું છું, તેનું ખરું કારણુ મારા તમામ દોષો તદ્દન ક્ષીણુ થઈ ગયા છે. ૧૬,૧૭

ઓગણીશમો ધર્મસ્થવર્ગ સમાપ્ત.

---

× વિસ્સ એટલે બળતી ચિતાના ધૂમાડા જેવું ભારે દુર્ગંધી અર્થાત્ મેલા રહેવાના માર્ગને ગ્રહણુ કરવાથી ભિક્ષુ થવાતું નથી.

## २० : मग्गवग्गो

मग्गानऽट्ठङ्गिको सेट्ठो सच्चानं चतुरो पदा ।
विरागो सेट्ठो धम्मानं द्विपदानं च चक्खुमा ॥ १ ॥
एसो व मग्गो नत्थञ्ञो दस्सनस्स विसुद्धिया ।
एतं हि तुम्हे पटिपज्जथ मारस्सेतं[५६] पमोहनं ॥ २ ॥
एतं हि तुम्हे पटिपन्ना दुक्खस्सन्तं करिस्सथ ।
अक्खातो वे मया मग्गो अञ्ञाय सल्लकन्तनं ॥ ३ ॥
तुम्हेहि किच्चं आतप्पं अक्खातारो तथागता ।
पटिपन्ना पमोक्खन्ति झायिनो मारबन्धना ॥ ४ ॥
सब्बे संखारा अनिच्चा ति यदा पञ्ञाय पस्सति ।
अथ निब्बिन्दती दुक्खे एस मग्गो विसुद्धिया ॥ ५ ॥
सब्बे संखारा दुक्खा ति यदा पञ्ञाय पस्सति ।
अथ निब्बिन्दती दुक्खे एस मग्गो विसुद्धिया ॥ ६ ॥
सब्बे धम्मा अनत्ता ति यदा पञ्ञाय पस्सति ।
अथ निब्बिन्दती दुक्खे एस मग्गो विसुद्धिया ॥ ७ ॥

## २० : માર્ગવર્ગ

બધા માર્ગોમાં આઠ અંગવાળો માર્ગ ઉત્તમ છે. તમામ સત્યોમાં ચાર આર્યસત્યનાં પદો ઉત્તમ છે. તમામ ગુણોમાં વિરાગનો ગુણ ઉત્તમ છે, અને બે પગ યુક્ત તમામ માનવોમાં

५६ सी० पमोचनं ।

બુદ્ધ પુરુષ ઉત્તમ છે. ૧

દૃષ્ટિને વિશુદ્ધ કરવા સારુ એ જ માર્ગ છે. એ માટે બીજો કોઈ માર્ગ–ઉપાય નથી. માટે તમે એ માર્ગે જ ચાલો. એ માર્ગ જ મારને સારુ મોહનાસ્ત્ર જેવો છે. ૨

એ માર્ગે ચડેલા હોઈને જ તમે દુઃખોનો છેડો આણી શકશો. એ માર્ગ જ તમામ શલ્યોને કાપી નાખે એવો છે. માટે જ મેં બરાબર સમજીને એ માર્ગને કહેલો છે. ૩

સાધના તો તમારે જ કરવાની છે. બુદ્ધ પુરુષો તો માત્ર રસ્તો બતાવનારા છે. જેઓ એ માર્ગે ચડેલા છે અને એ વિશે ધ્યાન ધરનારા છે, તેઓ જ મારના બંધનથી છૂટી શકશે. ૪

'તમામ સંસ્કારો* નાશવંત છે' એ હકીકતને જ્યારે પોતાની તીક્ષ્ણ સમજથી સમજવામાં આવે છે, ત્યારે જ સાધક આ બધાં દુઃખોથી નિર્વેદ પામે છે; અને વિશુદ્ધિ પામવાનો ખરો માર્ગ પણ આ છે. ૫

'તમામ સંસ્કારો દુઃખરૂપ છે' એ હકીકત જ્યારે પોતાની તીક્ષ્ણ સમજથી સમજવામાં આવે છે, ત્યારે જ સાધક આ બધાં દુઃખોથી નિર્વેદ પામે છે; અને વિશુદ્ધિ પામવાનો ખરો માર્ગ પણ આ છે. ૬

બધાય ધર્મો એટલે કામ ક્રોધ લોભ વગેરે ધર્મો–સ્વભાવો અથવા દેખાતી તમામ વસ્તુઓ અનાત્મરૂપ છે. એ હકીકત જ્યારે પોતાની તીક્ષ્ણ સમજથી સમજવામાં આવે છે, ત્યારે જ સાધક આ બધાં દુઃખોથી નિર્વેદ પામે છે. અને વિશુદ્ધિ પામવાનો ખરો માર્ગ પણ આ છે. ૭

---

* અહીં 'સંસ્કાર' અને નીચે ગાથા નં. ૭ માં આપેલો 'ધર્મ' શબ્દ પૂર્વોક્ત પાંચ સ્કંધોને અથવા દુન્યવી તમામ પદાર્થોને સૂચવે છે.

उट्ठानकालम्हि अनुट्ठहानो युवा बली आलसियं उपेतो ।
संसन्नसङ्कप्पमनो कुसीतो पञ्ञाय मग्गं अलसो न विन्दति ॥८॥
वाचानुरक्खी मनसा सुसंवुतो कायेन च अकुसलं न कयिरा ।
एते तयो कम्मपथे विसोधये आराधये मग्गमिसिप्पवेदितं ॥ ९ ॥

योगा वे जायती भूरि अयोगा भूरिसङ्खयो ।
एतं द्वेधापथं ञत्वा भवाय विभवाय च ॥
तथऽत्तानं निवेसेय्य यथा भूरि पवड्ढति ॥ १० ॥

वनं छिन्दथ मा रुक्खं वनतो जायते भयं ।
छेत्वा वनं च वनथं च निब्बना होथ भिक्खवो ॥ ११ ॥

याव हि वनथो न छिज्जति अणुमत्तो पि नरस्स नारिसु ।
पटिबद्धमनो व ताव सो वच्छो खीरपको[५७] व मातरि ॥ १२ ॥

જે સમર્થ યુવાન, પુરુષાર્થ કરવાને વખતે પુરુષાર્થ કરતો નથી અને આળસુ થઈને પડ્યો રહે છે તથા પોતાના મનને સંસ્કારોમાં જ એટલે કે કામ–ક્રોધ–લોભ વગેરેમાં જ રોકી રાખે છે, તે પ્રમાદી પોતાની બુદ્ધિથી માર્ગને પામી શકતો નથી. ૮

જે સાધકો પોતાની વાણીને સંયમમાં રાખે છે, જેઓ પોતાના મનને સંયમમાં રાખે છે અને જેઓ પોતાની કાયાને પણ સંયમમાં રાખે છે એટલે કે કાયા વડે કોઈ પ્રકારનું અકુશલ કર્મ–પાપકર્મ કરતા નથી, તે ત્રણે જાતના

[५७] म० खीरुपको ।

સાધકો પોતાની પ્રવૃત્તિના માર્ગને વિશુદ્ધ કરી શકે અને ઋષિઓએ બતાવેલા માર્ગને મેળવી શકે. ૯

કુશલ કાર્યોની વારંવાર ટેવ રાખવાથી બુદ્ધિનો વિશેષ વિકાસ થાય છે અને એવી ટેવ ન રાખવાથી બુદ્ધિનો ક્ષય થાય છે. કુશલ કાર્યોની ટેવવાળો માર્ગ આત્માની ઉન્નતિ માટે છે; અને એથી ઊલટો માર્ગ આત્માની અધોગતિ માટે છે. એમ માર્ગના એ બન્ને પ્રકારને બરાબર સમજીને પોતાના આત્માને પોતાની બુદ્ધિનો વિશેષ વિકાસ થાય એવા પ્રકારની પ્રવૃત્તિમાં જોડવો જોઈએ. ૧૦

ઝાડને× એટલે તૃષ્ણાના અમુક એક પ્રકારને છેદવા કરતાં વનને એટલે મૂળભૂત તૃષ્ણાને છેદી નાખો. ખરી રીતે, એ મૂળભૂત તૃષ્ણાથી જ ભય પેદા થાય છે. વનને અને વનનાં વૃક્ષોને છેદી નાખી, હે ભિક્ષુઓ ! તમે વન વગરના–તૃષ્ણા વિનાના–જ થઈ જાઓ. ૧૧

જ્યાં સુધી સ્ત્રી વિશેનો પુરુષનો આસક્તિભાવ અણુમાત્ર પણ છેદાતો નથી ત્યાં સુધી જેમ વાછરડાનું મન માતામાં જ ચોંટ્યું રહે છે, તેમ એ કામનાવાળા પુરુષનું મન સ્ત્રીમાં જ ચોંટ્યું રહે છે. ૧૨

---

× અહીંનો 'વન' શબ્દ તૃષ્ણાના મૂળનો ભાવ બતાવે છે અને 'ઝાડ' શબ્દ તૃષ્ણાના પ્રકારોનો ભાવ બતાવે છે. ભયંકર ગહન વન જેમ પ્રવાસીને મૂંઝવી નાખે છે, તેમ ભયંકરગાઢ તૃષ્ણા આ આત્માને મૂંઝવી નાખે છે; માટે 'વન' અને 'તૃષ્ણા'ની સમાનતા છે. માટે જ મૂળમાં 'તૃષ્ણાને' બદલે '**વન**' શબ્દને મૂકેલો છે અથવા પાલિમહાવ્યાકરણમાં આવેલા (પૃ૦૪૦૪) 'મોગ્ગલ્લાન ધાતુ-પાઠ'માં 'વન' ધાતુને 'માગવાના' અર્થમાં મૂકેલ છે એટલે પણ 'વન' શબ્દ 'તૃષ્ણા'નો સૂચક થઈ શકે છે.

उच्छिन्द सिनेहमत्तनो कुमुदं सारदिकं व पाणिना।
सन्तिमग्गमेव ब्रूहय निब्बानं सुगतेन देसितं ॥ १३ ॥
इध वस्सं वसिस्सामि इध हेमन्तगिम्हिसु।
इति बालो विचिन्तेति अन्तरायं न बुज्झति ॥ १४ ॥
तं पुत्तपसुसम्मत्तं ब्यासत्तमनसं नरं।
सुत्तं गामं महोघो व मच्चु आदाय गच्छति ॥ १५ ॥
न सन्ति पुत्ता ताणाय न पिता न पि बन्धवा।
अन्तकेनाधिपन्नस्स नत्थि ञातिसु ताणता ॥ १६ ॥
एतमत्थवसं ञत्वा पण्डितो सीलसंवुतो।
निब्बानगमनं मग्गं खिप्पमेव विसोधये ॥ १७ ॥

॥ मग्गवग्गो वीसतिमो ॥

## २१ : पकिण्णकवग्गो

मत्तासुखपरिच्चागा पस्से चे विपुलं सुखं।
चजे मत्तासुखं धीरो संपस्सं विपुलं सुखं ॥ १ ॥

શરદ ઋતુના કમળનો+ સ્વહસ્તે છેદ કરીએ તેમ આત્માના રાગને સ્વયં કાપી નાખો; શાંતિમય માર્ગ તરફ જ જવાની પ્રવૃત્તિને વધારો. સુગત ભગવાને નિર્વાણને શાંતિનો માર્ગ કહેલો છે. ૧૩

+ કમળને કાપવામાં જરાય મહેનત નથી પડતી એવું તે કોમળ છે; માટે અહીં તેનું ઉદાહરણ આપીને ગ્રંથકાર એમ જણાવે છે. કે સ્નેહ–રાગ–ને એવી રીતે દૂર કરો કે તેને દૂર કરવામાં જરાય ક્લેશ કે આયાસ ન ખમવો પડે.

'ચોમાસામાં અહીં રહીશ, શિયાળામાં અહીં રહીશ, અને ઉનાળામાં વળી અહીં રહીશ', એવા વિચારો અજ્ઞાન માનવ કર્યા કરે છે. પરંતુ એ અજ્ઞાન પ્રાણી વિઘ્નોની પરંપરાને જાણી શકતો નથી. ૧૪

તેવા વિચારો કરનારા, પુત્ર–પશુધનમાં સારી રીતે આસક્ત રહેનારા તથા પ્રપંચોમાં મનને લીન રાખનારા માનવને, જેમ ઊંઘતા ગામને પાણીનું મોટું પૂર તાણી જાય તેમ, મૃત્યુ ઘસડીને તાણી જાય છે. ૧૫

જેના ઉપર મોતનો પંજો પડેલો છે, એવા માણસનો બચાવ તેના પુત્રોથી થઈ શકતો નથી; તેમ તેના બાપથી, સગા ભાઈઓથી કે બીજાં સગાંવહાલાંથી પણ થઈ શકતો નથી. ૧૬

એ પ્રમાણેની સાચી પરિસ્થિતિને બરાબર સમજી લઈને પંડિત પુરુષે શીલવડે પોતાની જાતને સંયમમાં રાખવી ઘટે અને નિર્વાણ પામવાના માર્ગ તરફ તરત જ વિશુદ્ધિપૂર્વક પ્રવૃત્તિ કરવી ઘટે. ૧૭

વીશમો માર્ગવર્ગ સમાપ્ત.

## ૨૧ : પ્રકીર્ણકવર્ગ

શબ્દ તથા રૂપ વગેરેનાં સંબંધને લીધે જે થોડું સુખ+ મળતું ભાસે છે તેના કરતાં પણ જો બીજું વિપુલ–વધારે

---

+ મૂળમાં '**मत्तासुख**' એવો શબ્દ છે. કેટલાક અનુવાદકો એ શબ્દનો અર્થ કેવળ 'થોડું સુખ' એવો બતાવે છે; પરંતુ આ અનુવાદમાં એ શબ્દનો અર્થ 'શબ્દ તથા રૂપ વગેરેના સંબંધને લીધે જ થોડું સુખ' એવો આપેલો છે. આ ગ્રંથ અધ્યાત્મનો છે, એ જોતાં એમાં શબ્દાદિવિષયજન્ય થોડા સુખને તજીને તેનાથી જુદા પ્રકારના નિર્વાણના વિપુલ સુખ માટે તે વિષયસુખનો ત્યાગ કરવાનું સૂચન વધારે બંધબેસતું છે. માટે જ '**मत्तासुख**'નો અર્થ

परदुक्खूपधानेन अत्तनो सुखमिच्छति ।
वेरसंसग्गसंसट्ठो वेरा सो न परिमुच्चति[५८] ॥ २ ॥
यं हि किच्चं अपविद्धं अकिच्चं पन कयिरति ।
उन्नलानं[५९] पमत्तानं तेसं वड्ढन्ति आसवा ॥ ३ ॥
येसं च सुसमारद्धा निच्चं कायगता सति ।
अकिच्चं ते न सेवन्ति किच्चे सातच्चकारिनो
सतानं सम्पजानानं अत्थं गच्छन्ति आसवा ॥ ४ ॥
मातरं पितरं हन्त्वा राजानो द्वे च खत्तिये ।
रट्ठं सानुचरं हन्त्वा अनीघो याति ब्राह्मणो ॥ ५ ॥

સુખ મળતું દેખાય, તો ધીર પુરુષે એ વધારે સુખને મેળવવા સારુ પેલા થોડા સુખને તજી દેવું જોઈએ. ૧

જે પુરુષ બીજાને દુઃખ દઈને પોતાનું સુખ ઇચ્છે છે, તે વારે વારે દુશ્મનાવટ ભરેલા સંબંધો ઊભા કરે છે; અને છેવટે તે દુશ્મનાવટના સંબંધોથી છૂટો થઈ શકતો નથી. ૨

જે પુરુષ કરવાની પ્રવૃત્તિને કરતો નથી અને નહિ કરવાની

---

ઉપર પ્રમાણે આપેલો છે. વળી શ્રી ગીતાજીમાં

मात्रास्पर्शास्तु कौन्तेय ! शीतोष्णसुखदुःखदाः ।
आगमापायिनोऽनित्याः तांस्तितिक्षस्व भारत ! ॥ (અ૦ ૨, શ્લો૦ ૧૪)

આ શ્લોકમાં मात्रा (पालि–मत्ता) શબ્દ, શબ્દાદિવિષયજન્ય સુખ અર્થે આવેલો છે; એ જોતાં આ અનુવાદનો અર્થ ઠીક સુસંગત છે. 'मात्रास्पर्श' અને 'मत्तासुख' એ બન્ને શબ્દનો ભાવ એક સરખો છે.

૫૮ સી૦ पमुच्चति । ૫૯ મ૦ उन्नळानं ।

પ્રવૃત્તિને કરે છે, તે ઉદ્ધત અને પ્રમાદવાળા પુરુષના દોષનાં ઝરણાં વધ્યે જાય છે. ૩

'આ કાયા દોષોથી ભરેલી છે' એ જાતની જેમની સ્મૃતિ સદા તાજી હોય છે, તેઓ નહિ કરવાની પ્રવૃત્તિને અડતા નથી અને કરવા જેવી પ્રવૃત્તિમાં નિરંતર સાવધાન રહે છે. એવા સાવધ તથા શુદ્ધ સમજવાળા તે પુરુષોનાં દોષનાં ઝરણાં સુકાઈ જાય છે. ૪

તૃષ્ણારૂપ મા અને અહંકારરૂપ બાપને* હણીને, 'બધું ય

---

* ધમ્મપદના આ બન્ને શ્લોકો અતિ વિલક્ષણ છે. આખા ગ્રંથમાં 'અહિંસા' ઉપર સવિશેષ ભાર મૂકવામાં આવેલો છે અને હિંસાને દુર્ગતિ આપનારી બતાવેલી છે, તેમ છતાં માબાપને અને બીજાઓને હણનારા બ્રાહ્મણને આ શ્લોકમાં અદુઃખકારક કહેલો છે, તેને શી રીતે સંગત સમજવું? આખા ગ્રંથની પૂર્વાપર સંગતિ જોતાં અહીં હિંસાનો અર્થ બંધ બેસે એવું નથી; તેથી જ આ શ્લોકમાં જણાવેલા માતા, પિતા, રાજા, ક્ષત્રિય, શ્રોત્રિય અને રાષ્ટ્ર તથા તેના તમામ અનુચરો—એ બધા શબ્દો તેના વાચ્યાર્થમાં—પ્રસિદ્ધ અર્થમાં લેવાના નથી; પરંતુ જેમ આધ્યાત્મિક ભાષામાં લાક્ષણિક રીતે 'વન' શબ્દ 'તૃષ્ણા'નો દ્યોતક છે, અને 'જાળ' શબ્દ 'પ્રપંચ'નો દ્યોતક છે, તેમ અહીં 'માતા' શબ્દ 'તૃષ્ણા'-નો, 'પિતા' શબ્દ 'અહંકાર'નો, 'રાજા' શબ્દ અમુક પ્રકારની 'મિથ્યા કલ્પનાઓ'નો અને 'રાષ્ટ્ર' તથા 'અનુચર' શબ્દ 'નિત્યવાસના' અને 'બીજા દોષો'નો સૂચક છે એમ સમજવાનું છે. શબ્દોના વાચ્યાર્થ અને લાક્ષણિક અર્થ બન્ને જુદા જુદા પ્રકારના હોય છે એ વાત સુપ્રતીત છે. આપણી ભાષામાં 'કોઈ સુંદર વચનો'ને આપણે લાક્ષણિક રીતે 'મધ' કે 'અમૃત' કહીએ છીએ, તેમ કોઈ 'ગોખણિયા રટાઉ પંડિત'ને આપણે 'પોપટ'

मातरं पितरं हन्त्वा राजानो द्वे च सोत्थिये ।
वेय्यग्घपञ्चमं हन्त्वा अनीघो याति ब्राह्मणो ॥ ६ ॥

सुप्पबुद्धं पबुज्झन्ति सदा गोतमसावका ।
येसं दिवा च रत्तो च निच्चं बुद्धगता सति ॥ ७ ॥

---

કહીએ છીએ; એ જ પ્રમાણે આ શ્લોકોમાં પણ 'માતા-પિતા' વગેરે શબ્દોનો લાક્ષણિક અર્થ સમજવાનો છે. જે વાક્યમાં શબ્દનો વાચ્યાર્થ ઘટી શકે નહિ, તેમાં તેનો લાક્ષણિક અર્થ કરીને અર્થની સંગતિ કરવાની પ્રથા આબાળગોપાળ પ્રતીત છે અને ચાલુ ભાષામાં તેનો ઉપયોગ ડગલે ને પગલે થાય છે; તેથી અહીં 'માતા'નો અર્થ 'તૃષ્ણા' અને 'પિતા'નો અર્થ 'અહંકાર' વગેરે જે અર્થ આપેલા છે, તે બરાબર સંગત છે અને સમસ્ત ગ્રંથની દૃષ્ટિએ તદ્દન અવિરોધી છે. આવાં જ વચનો વૈદિક પરંપરાના ઉપનિષદમાં અને ગીતાજીમાં પણ આવેલાં છે—જેમ કે "यो मां विजानीयात् न अस्य केनचित् कर्मणा लोको मीयते-न मातृवधेन न पितृवधेन न स्तेयेन न भ्रूणहत्यया"-કૌષીતકી ઉપનિષદ ૩, ૧ તથા

"यस्य नाहंकृतो भावो बुद्धिर्यस्य न लिप्यते ।
हत्वाऽपि स इमांल्लोकान्न हन्ति न निबध्यते ॥"

(અધ્યાય ૧૮, શ્લો૦ ૧૭)

આ બન્ને વાકયોનો અર્થ અનુક્રમે આ પ્રમાણે છે:—

'જે મને (પરબ્રહ્મને) જાણી લે, એની દશાનું માપ કોઈ કર્મને લીધે ન કરી શકાય એટલે માતૃહત્યા, પિતૃહત્યા, ચોરી, ગર્ભહત્યાનાં કર્મો વડે પરબ્રહ્મને જાણનારની ગતિનું માપ ન કાઢી શકાય.' (કૌષીતકી ઉપનિષદ)

'જેનો ભાવ અહંકારયુક્ત નથી અને જેની બુદ્ધિ લેપાતી

કાયમ રહે છે' એવી તથા 'બધુંય ઉચ્છેદ પામે છે' એવી કલ્પનારૂપ બન્ને રાજાઓને મારીને અને બીજા દોષોરૂપ અમલદારો સહિત નિત્ય વાસનામય શાશ્વત ચિત્તરૂપ રાષ્ટ્રનો નાશ કરીને બ્રાહ્મણ તદ્દન અદુઃખકારક થઈ શકે છે. ૫

પૂર્વે જણાવ્યા પ્રમાણે માને અને બાપને મારીને તથા એ જ પ્રકારના બે શ્રોત્રિય રાજાઓનું ખૂન કરીને–એ પ્રમાણે એ ચારેને મારી નાખવા સાથે પાંચમા સંશયરૂપ દોષને પણ મૂળમાંથી છેદી નાખીને બ્રાહ્મણ તદન અદુઃખકારક થઈ શકે છે.૬

જેમને રાત–દહાડો નિરંતર બુદ્ધ ભગવાનનું સ્મરણ રહ્યા કરે છે, એવા ગૌતમના એટલે બુદ્ધભગવાનના શ્રાવકો સદા ઉત્તમ પ્રકારે બોધને પામે છે. ૭

---

નથી એટલે આસક્ત થતી નથી, એવો તે આ તમામ લોકોને હણીને પણ 'હણતો નથી' અને 'બંધાતો નથી' એમ કહી શકાય.' (ગી૦)

પ્રસ્તુત 'ધમ્મપદ'ના ઉક્ત બન્ને શ્લોકો અને ઉપર જણાવ્યાં તે કૌષીતકી ઉપનિષદ અને ગીતાજીનાં વચનો સરખાવવા જેવાં છે; ફેર કેવળ એટલો જ છે, કે એ બન્ને ઉક્ત વચનોમાં 'પરબ્રહ્મને જાણવા-ની' અને 'અહંકાર ન હોવાની' તથા 'આસક્તિરહિતતા'ની શરતો રાખેલી છે. માટે તે વચનોના વ્યાખ્યાતાઓએ ત્યાં 'માતા વગેરે'નો શબ્દ અને 'લોક' શબ્દનો વાચ્યાર્થ લઈ સંગતિ કરેલી છે, ત્યારે અહીં 'ધમ્મપદ'માં વાચ્યાર્થ લેતાં ભારે વિરોધ આવે છે, તેથી તેમ ન કરતાં તે 'માતા' વગેરે શબ્દોનો લાક્ષણિક અર્થ લઈ સંગતિ કરવાની છે. એ વૈદિક વાણીના વીસમી સદીના વ્યાખ્યાતા સ્વ૦ લોકમાન્ય ટિળક પણ વાચ્યાર્થ લઈને જ તે સંસ્કૃત વચનોની સંગતિ કરવાની ભલામણ પોતાના 'ગીતારહસ્ય'માં 'સિદ્ધાવસ્થા વ વ્યવહાર' નામના પ્રકરણમાં કરે છે.

सुप्पबुद्धं पबुज्झन्ति सदा गोतमसावका।
येसं दिवा च रत्तो च निच्चं धम्मगता सति ॥ ८ ॥
सुप्पबुद्धं पबुज्झन्ति सदा गोतमसावका।
येसं दिवा च रत्तो च निच्चं संघगता सति ॥ ९ ॥
सुप्पबुद्धं पबुज्झन्ति सदा गोतमसावका।
येसं दिवा च रत्तो च निच्चं कायगता सति ॥ १० ॥
सुप्पबुद्धं पबुज्झन्ति सदा गोतमसावका।
येसं दिवा च रत्तो च अहिंसाय रतो मनो ॥ ११ ॥
सुप्पबुद्धं पबुज्झन्ति सदा गोतमसावका।
येसं दिवा च रत्तो च भावनाय रतो मनो ॥ १२ ॥
दुप्पब्बज्जं दुरभिरमं दुरावासा घरा दुखा।
[६०]दुक्खोऽसमानसंवासो दुक्खानुपतितऽद्धगू।
तस्मा न चऽद्धगू[६१] न च दुक्खानुपतितो सिया ॥१३॥
सद्धो सीलेन संपन्नो यसोभोगसमप्पितो।
यं यं पदेसं भजति तत्थ तत्थेव पूजितो ॥ १४ ॥
दूरे सन्तो पकासन्ति हिमवन्तो व पब्बतो।
असन्तेत्थ न दिस्सन्ति रत्तिखित्ता[६२] यथा सरा ॥ १५ ॥
एकासनं एकसेय्यं एको चरमतन्दितो।
एको दमयमत्तानं वनन्ते रमितो सिया ॥ १६ ॥

॥ पकिण्णकवग्गो एकवीसतिमो ॥

---

६० म० दुक्खाऽस०। ६१ सी० °गू सिया न च।
६२ म० रत्तिं खित्ता।

જેમને રાત–દિવસ નિરંતર ધર્મનું સ્મરણ રહ્યા કરે છે, એવા ગૌતમના શ્રાવકો સદા ઉત્તમ પ્રકારે બોધને પામે છે. ૮

જેમને રાત–દિવસ નિરંતર સંઘનું સ્મરણ રહ્યા કરે છે, એવા ગૌતમના શ્રાવકો સદા ઉત્તમ પ્રકારે બોધને પામે છે. ૯

જેમને રાત–દિવસ નિરંતર 'આ કાયા દોષોથી ભરેલી છે' એવું સ્મરણ રહ્યા કરે છે, એવા ગૌતમના શ્રાવકો સદા ઉત્તમ પ્રકારે બોધને પામે છે. ૧૦

જેમનું મન રાત–દિવસ હમેશાં અહિંસામય પ્રવૃત્તિમાં રમણ કર્યા કરે છે, એવા ગૌતમના શ્રાવકો સદા ઉત્તમ પ્રકારે બોધને પામે છે. ૧૧

જેમનું મન રાત અને દહાડો નિરંતર ભાવનાઓમાં એટલે શુદ્ધવિશુદ્ધ સંકલ્પોમાં રહેલું હોય છે, એવા ગૌતમના શ્રાવકો સદા ઉત્તમ પ્રકારે બોધને પામે છે. ૧૨

લીધેલી દીક્ષાને દુષ્ટ રીતે પાળવી એ ઘણું ખરાબ છે. જે ઘરમાં રહેવાનાં સ્થાનો ખરાબ હોય, તે ઘરો દુઃખરૂપ છે. સાધકને માટે સરખેસરખો સહવાસ ન હોય, તે દુઃખરૂપ છે. પ્રપંચો ભણી પ્રવાસ કરતા માનવની પાછળ દુઃખો પડે છે, માટે એવા પ્રપંચો ભણી પ્રવાસ કરનારા ન થવું; અને પોતાની પાછળ પાછળ દુઃખો ચાલ્યાં આવે એવા પણ ન થવું. ૧૩

જે મનુષ્ય શ્રદ્ધા, સદાચાર, યશ અને જોઈએ એવા વૈભવથી ભરેલો હોય, તે જે જે સ્થળે જાય છે તે તે બધે સ્થળે આદરપાત્ર બને છે. ૧૪

જેમ હિમાલય પર્વત દૂર છે છતાં ચમકયા કરે છે, તેમ સંત પુરુષો દૂર હોય છતાં ચમકયા કરે છે; રાતે ફેંકેલા બાણની પેઠે અસત્ પુરુષો ચમકતા નથી. ૧૫

જે પુરુષ એકાંતમાં એકલો બેસે છે, એકલો આરામ કરે છે, એકલો ફરે છે, જરા પણ પ્રમાદ કરતો નથી અને કેવળ

# २२ : निरयवग्गो

अभूतवादी निरयं उपेति यो[६३] चापि कत्वा न करोमि चाह ।
उभो पि ते पेच्च समा भवन्ति निहीनकम्मा मनुजा परत्थ ॥१॥

कासावकण्ठा बहवो पापधम्मा असंयता ।
पापा पापेहि कम्मेहि निरयं ते उपपज्जरे ॥ २ ॥

सेय्यो अयोगुळो भुत्तो तत्तो अग्गिसिखूपमो ।
यञ्चे भुञ्जेय्य दुस्सीलो रट्ठपिण्डं असंयतो ॥ ३ ॥

चत्तारि ठानानि नरो पमत्तो आपज्जति परदारूपसेवी ।
अपुञ्ञलाभं न निकामसेय्यं निन्दं ततियं निरयं चतुत्थं ॥४॥

अपुञ्ञलाभो च गती च पापिका भीतस्स भीताय रती च थोकिका ।
राजा च दण्डं गरुकं पणेति तस्मा नरो परदारं न सेवे ॥५॥

कुसो यथा दुग्गहितो हत्थमेवानुकन्तति ।
सामञ्ञं दुप्परामट्ठं निरयायुपकड्ढति ॥ ६ ॥

यं किञ्चि सिथिलं कम्मं संकिलिट्ठं च यं वतं ।
सङ्कस्सरं ब्रह्मचरियं न तं होति महप्फलं ॥ ७ ॥

પોતાના આત્માનું દમન કર્યા કરે છે, તે પુરુષ ગમે તે સ્થળે વસતો હોય છતાં વનમાં જ વિહાર કરે છે. ૧૬

એકવીશમો પ્રકીર્ણકવર્ગ સમાપ્ત.

## ૨૨ : નરકવર્ગ

હકીકત બનેલી નથી છતાં 'બનેલી છે' એમ જે કહે છે તથા પોતે કરેલું છે છતાં 'નથી કર્યું' એમ જે કહે છે,

६३ सी० यो वा पि ।

એવા બંને પ્રકારના અસત્યવાદી માણુસો નરકમાં પડે છે. આવા બંને પ્રકારના તે હીણુકામા માણુસો મૃત્યુ પછી અન્ય અવતારમાં એકસરખી રીતે નરકમાં પડે છે. ૧

એવા ઘણુા માણુસો છે, જેઓ ભગવાં વસ્ત્રો ધારણુ કરીને પણુ પાપમય પ્રવૃત્તિઓ આચરે છે અને સંયમ રહિત રહે છે. આવા પાપી લોકો પોતાના પાપકર્મો વડે જ નરકમાં પડે છે. ૨

દુરાચારી બનીને અને સંયમરહિત થઈને દેશનું અન્ન જમવું એના કરતાં તો આગની ઝાળ જેવો લાલચોળ તપેલો લોઢાનો ગોળો ખાવો એ વધારે સારું છે. ૩

પરસ્ત્રીસંગી અને પ્રમાદી માણુસ દુ:ખનાં આ ચાર સ્થાનોને પામે છે:–(૧) અપુણ્ય કરે છે એટલે કે પાપનું આચરણુ કરે છે, (૨) નિરાંતે ઊંઘી શકતો નથી, (૩) લોકોમાં તેની વગોવણી થાય છે અને (૪) નરકે જાય છે. ૪

પરસ્ત્રીસંગથી એક તો પાપ થાય છે; બીજું પાપી ગતિમાં જવું પડે છે; ત્રીજું એવો માનવ અને એવી સ્ત્રી હમેશાં ભયભીત જ રહે છે; એટલે ભયભીત પુરુષ ભયભીત સ્ત્રી સાથે ઘણો જ થોડો આનંદ ભોગવી શકે છે; અને ચોથું એવો ગુનો કરનારાઓને રાજા ભારેમાં ભારે દંડ–સજા કરે છે; માટે પુરુષે પરસ્ત્રીસંગનો ત્યાગ કરવો. ૫

હાથમાં દર્ભને સારી રીતે ન રાખવામાં આવે તો જેમ તે દર્ભ હાથને જ ચીરે છે, તેમ સારી રીતે નહિ ધારણુ કરેલી દીક્ષા, દીક્ષા લેનારને જ નરક તરફ ખેંચી જાય છે. ૬

જે કાંઈ પુણ્યનું કામ ઢીલી રીતે કરેલું હોય અર્થાત્ જે પુણ્યનું કામ કરવામાં ઉમંગ ન રહ્યો હોય એવું કામ, જે વ્રત કરતાં વિશેષ ક્લેશ થતો હોય એવું વ્રત અને જેને માત્ર યાદ કરવાથી પણુ ભારે ભય પેદા થાય એવી ભૂલોવાળું શંકિત બ્રહ્મચર્ય–એ બધાં કોઈ મોટું ફળ આપી શકતાં નથી. ૭

कयिरा चे कयिराथेनं दळ्हमेनं परक्कमे ।
सिथिलो हि परिब्बाजो भिय्यो आकिरते रजं ॥ ८ ॥
अकतं दुक्कतं[६४] सेय्यो पच्छा तपति दुक्कतं[६४] ।
कतं च सुकतं सेय्यो यं कत्वा नानुतप्पति ॥ ९ ॥
नगरं यथा पच्चन्तं गुत्तं सन्तरबाहिरं ।
एवं गोपेथ अत्तानं खणो वे मा उपच्चगा ॥
खणातीता हि सोचन्ति निरयम्हि समप्पिता ॥ १० ॥
अलज्जिताये लज्जन्ति लज्जिताये न लज्जरे ।
मिच्छादिट्ठिसमादाना सत्ता गच्छन्ति दुग्गतिं ॥ ११ ॥
अभये भयदस्सिनो भये चाभयदस्सिनो ।
मिच्छादिट्ठिसमादाना सत्ता गच्छन्ति दुग्गतिं ॥ १२ ॥
अवज्जे वज्जमतिनो वज्जे चावज्जदस्सिनो ।
मिच्छादिट्ठिसमादाना सत्ता गच्छन्ति दुग्गतिं ॥ १३ ॥
वज्जं च वज्जतो ञत्वा अवज्जं च अवज्जतो ।
सम्मादिट्ठिसमादाना सत्ता गच्छन्ति सुग्गतिं ॥ १४ ॥

॥ निरयवग्गो बावीसतिमो ॥

---

६४ म० दुक्कटं ।

જે કાંઈ કરવું હોય તે પૂરું જ કરવું અને એને દૃઢ મનોબળપૂર્વક જ કરવું. સંયમ તરફ ઉમંગ વગરનો ઢીલો ભિક્ષુ વા સંન્યાસી ઊલટું વિશેષ ધૂળ (અર્થાત્ પાપ) ઉડાડે છે. ૮

ખરાબ કામ તો ન કર્યું જ સારું; ખરાબ કામ કર્યાં પછી પસ્તાવું પડે છે. સારું કામ તો કર્યું જ સારું; સારું કામ કર્યાં પછી પસ્તાવું પડતું નથી. ૯

સીમાડા ઉપર આવેલા નગરને રાજા જેમ અંદર અને બહાર બરાબર સુરક્ષિત રાખે છે, તેમ સાધક પુરુષે આત્માને અંદર અને બહાર બરાબર સુરક્ષિત રાખવો જોઈએ. એ માટે એક પળ પણ ઢીલ ન કરવી જોઈએ. પળ વીતી જતાં ભારે શોચ (અફસોસ) થાય છે અને નરકમાં યમરાજાને હાથ સપડાવું પડે છે. ૧૦

જેઓ નહિ લાજવાનાં કાર્યો કરતાં લાજે છે અને લાજવાનાં કાર્યો કરતાં લાજતા નથી, એવા મિથ્યાદૃષ્ટિવાળા પ્રાણીઓ દુર્ગતિએ જાય છે. ૧૧

ભય રહિત પ્રવૃત્તિમાં જેઓ ભય જુએ છે અને ભયવાળી પ્રવૃત્તિમાં જેઓ ભય જોતા નથી, એવા મિથ્યાદૃષ્ટિવાળા પ્રાણીઓ દુર્ગતિએ જાય છે. ૧૨

જેઓ દોષને અદોષ સમજે છે અને અદોષને દોષ સમજે છે, એવા મિથ્યાદૃષ્ટિવાળા—ખોટી દૃષ્ટિવાળા પ્રાણીઓ દુર્ગતિએ જાય છે. ૧૩

જેઓ અદોષને અદોષ જાણે છે અને દોષને દોષ જાણે છે, એવા સમ્યગ્દૃષ્ટિવાળા—સાચી દૃષ્ટિવાળા પ્રાણીઓ સારી ગતિને પામે છે. ૧૪

બાવીશમો નરકવર્ગ સમાપ્ત.

## २३ : नागवग्गो

अहं नागो व सङ्गामे [६५]चापतो पतितं सरं ।
अतिवाक्यं तितिक्खिस्सं दुस्सीलो हि बहुज्जनो ॥ १ ॥
दन्तं नयन्ति समितिं दन्तं राजाऽभिरूहति ।
दन्तो सेट्ठो मनुस्सेसु योऽतिवाक्यं तितिक्खति ॥ २ ॥
वरमस्सतरा दन्ता आजानीया च सिन्धवा ।
कुञ्जरा च महानागा अत्तदन्तो ततो वरं ॥ ३ ॥
न हि एतेहि यानेहि गच्छेय्य अगतं दिसं ।
यथऽत्तना सुदन्तेन दन्तो दन्तेन गच्छति ॥ ४ ॥
धनपालको नाम कुञ्जरो [६६]कटुकप्पभेदनो दुन्निवारयो ।
बद्धो कवलं न भुञ्जति सुमरति नागवनस्स कुञ्जरो ॥ ५ ॥

## ૨૩ : નાગવર્ગ

રણસંગ્રામને મોખરે રહેલો હાથી ધનુષમાંથી છૂટેલા તીરને જેમ સહન કરી લે છે, તેમ હું પાપ વગરનો સાધક કઠોર વચનને સહન કરી લઈશ. જગતમાં ઘણા માણસો દુઃશીલ એટલે કઠોર વેણ કાઢનારા છે. ૧

પલોટેલા પશુને લોકો વરઘોડામાં અગર મેળામાં લઈ જાય છે. રાજા પલોટેલા હાથી ઉપર ચડે છે. આમ જે પલોટાયેલો સાધક કઠોર વચનને ખમી શકે, તે જ મનુષ્યોમાં ઉત્તમ છે. ૨

પલોટેલાં ખચ્ચર સારાં નીવડે છે. સિંધદેશના પલોટેલા ઘોડા જાતવંત નીવડે છે. પલોટેલા કુંજર ઉત્તમ પ્રકારના

६५ सी० चापातो ।   ६६ म० कटुकभेदनो ।

હાથી બની જાય છે, તેમ કસાયેલો અથવા પલોટાયેલો એક આત્મા તે બધા કરતાં ઉત્તમ નીવડે છે. ૩

જે દિશા અજાણી છે, તે દિશા તરફ જવા સારુ એ વાહનો એટલે પલોટેલાં ખચ્ચરો, ઘોડા કે હાથીઓ કામમાં આવતાં નથી; ત્યારે જે સાધકે પોતાના આત્માને બરાબર કસેલો છે વા પલોટેલો છે, તે સાધક એ કસેલા આત્મા દ્વારા અજાણી દિશા તરફ પણ જઈ શકે છે અર્થાત્ નિર્વાણ ભણી પણ સુખપૂર્વક જઈ શકે છે. ૪

તોફાને ચડેલો હોય ત્યારે અટકાવવો ભારે પડે એવા મદમાતા ધનપાલક+ નામે હાથીને કેળવ્યા વિના-પલોટ્યા વિના ખીલે બાંધી જ રાખ્યો હોય એટલા માત્રથી તે કાંઈ શાંતિથી પૂળા ખાતો નથી, કિન્તુ તે પોતાના અસલ સ્થાન- નાગવનને વારંવાર સંભારીને તે તરફ જવા સારુ ભારે તોફાન મચાવે છે; તેમ કોઈ પણ સાધક પોતાના આત્માને કેળવ્યા વિના-કસ્યા વિના-પલોટ્યા વિના ફક્ત તેને ભિક્ષુનો વેશ પહેરાવી દે એટલા માત્રથી તે કાંઈ શાંતિથી રહી શકતો નથી; કિન્તુ એવી સ્થિતિમાં તો એ કેળવાયા વિનાનો આત્મા, પોતાના અસલના પ્રપંચમય સ્થાન તરફ જવા સારુ ભારે તોફાન મચાવે છે. ૫

---

+ આ ગાથામાં 'ધનપાલક' નામના હાથીની વાત બતાવેલી છે; પરંતુ એ વાત ઉપરથી જે સમજવાનું છે તે આ જ ગાથામાં સ્પષ્ટપણે બતાવેલ નથી, તેથી આ અનુવાદમાં એ અધ્યાહૃત હકીકતને સ્પષ્ટપણે સમજાવેલી છે અથવા સંભવ છે, કે મૂળરચના- કારનો આશય એ અધ્યાહૃત હકીકતને નીચેની ૬ ઠ્ઠી ગાથા વડે સૂચવવાનો હોય, તેમ છતાં અનુવાદમાં અહીં તે હકીકતને સૂચવવા- થી ગ્રંથસંદર્ભમાં કશી હાનિ થતી જણાતી નથી.

मिद्धी यदा होति महग्घसो च निद्दायिता सम्परिवत्तसायी ।
महावराहो व निवापपुट्ठो पुनप्पुनं गब्भमुपेति मन्दो ॥ ६ ॥
इदं पुरे चित्तमचारि चारिकं येनिच्छकं यत्थकामं यथासुखं ।
तदज्जऽहं निग्गहेस्सामि[६७] योनिसो हत्थिप्पभिन्नं विय अंकुसग्गहो ॥

अप्पमादरता होथ सचित्तमनुरक्खथ ।
दुग्गा उद्धरथऽत्तानं पङ्के सन्नो व कुञ्जरो ॥ ८ ॥

सचे लभेथ निपकं सहायं सद्धिंचरं साधुविहारिधीरं ।
अभिभुय्य सब्बानि परिस्सयानि चरेय्य तेनऽत्तमनो सतीमा ॥९॥
नो चे लभेथ निपकं सहायं सद्धिंचरं साधुविहारिधीरं ।
राजा व रट्ठं विजितं पहाय एको चरे मातङ्गऽरञ्ञे व नागो ॥१०॥
एकस्स चरितं सेय्यो नत्थि बाले सहायता ।
एको चरे न च पापानि कयिरा अप्पोस्सुक्को मातङ्गऽरञ्ञे व नागो ॥
अत्थम्हि जातम्हि सुखा सहाया तुट्ठी सुखा या इतरीतरेन ।
पुञ्ञं सुखं जीवितसंखयम्हि सब्बस्स दुक्खस्स सुखं पहानं ॥१२॥

सुखा मत्तेय्यता लोके अथो पेत्तेय्यता सुखा ।
सुखा सामञ्ञता लोके अथो ब्रह्मञ्ञता सुखा ॥ १३ ॥

પ્રમાદી, અકરાંતિયો અગર પડખાં ફેરવી ફેરવીને ઘોરનાર ઊંઘણશી અને ખાણુ ખાઈ ખાઈને ફાટી ગયેલા મોટા ડુક્કર જેવો મંદબુદ્ધિ વારંવાર ગર્ભમાં પડે છે એટલે કે જન્મ-મરણના ફેરામાં પડે છે. ૬

[६७] म० निग्गहिस्सामि ।

આ મન પહેલાં પોતાના છંદ પ્રમાણે ઇચ્છામાં આવે ત્યાં–મરજી પડે ત્યાં અને મોજ ફાવે તેમ ભટકયા કરતું હતું; પરંતુ માવત જેમ મદમસ્ત હાથીને અંકુશ વડે તાબે કરે છે, તેમ એ મનને હું હવે વિવેક વડે તાબે કરીશ. ૭

અપ્રમાદી રહો, પોતાના ચિત્તને સાચવી રાખો એટલે ભટકતું ન રાખો. જેમ હાથી કાદવમાં ખૂંચી જાય, તેમ આ આત્મા આ પ્રપંચના કાદવમાં ખૂંચી ગયેલો છે; તેનો તેમાંથી ઉદ્ધાર કરો. ૮

સારી રીતે વર્તનારો એવો કોઈ અનુભવી ધીર પુરુષ સહચારી તરીકે મળી જાય, તો પછી તમામ વિઘ્નોની સામે થઈને પણ તેની સાથે પ્રમુદિત મન રાખીને અને સ્મૃતિમાન બનીને રહેવું જોઈએ. ૯

સારી રીતે વર્તનારો કોઈ અનુભવી ધીર પુરુષ સહચારી તરીકે ન મળે તો જેમ રાજા હારેલા રાજ્યને છોડીને ચાલ્યો જાય છે, તેમ સાધકે સમૂહને તજી દઈને મતંગજ–હાથી એકલો વનમાં ફર્યા કરે છે તેવી રીતે એકલા જ રહેવું. ૧૦

એકલા રહેવું સારું છે; પરંતુ અજ્ઞાની મૂઢને સહચારી કરવો તે સારું નથી. એકલું રહેવું, પાપોને ન કરવાં, ઉત્કંઠા ન રાખવી અને જેમ મતંગજ–હાથી એકલો વનમાં ફરે છે, તેમ સાધકે એકલા જ રહેવું. ૧૧

કામ આવી પડે, ત્યારે મિત્રો–સહાયકો સુખરૂપ લાગે છે. ગમે તેનાથી સંતોષ માનવો એ પણ સુખરૂપ છે. જીવિત-નો ક્ષય થાય એ સુખ પુણ્યરૂપ છે અને તમામ દુઃખોનો જ્યાં નાશ થઈ જાય છે, એ નિર્વાણ સાચું સુખ છે. ૧૨

આ જગતમાં માતાની સેવા કરવી સુખરૂપ છે, પિતાની સેવા કરવી સુખરૂપ છે, શ્રમણની સેવા કરવી સુખરૂપ છે અને બ્રાહ્મણની સેવા કરવી સુખરૂપ છે. ૧૩

सुखं याव जरा सीलं सुखा सद्धा पतिट्ठिता ।
सुखो पञ्ञाय पटिलाभो पापानं अकरणं सुखं ॥ १४ ॥

॥ नागवग्गो तेवीसतिमो ॥

## २४ : तण्हावग्गो

मनुजस्स पमत्तचारिनो तण्हा वड्ढति मालुवा विय ।
सो प्लवति हुराहुरं फलमिच्छं व वनस्मिं वानरो ॥ १ ॥
यं एसा सहती[६८] जम्मी तण्हा लोके विसत्तिका ।
सोका तस्स पवड्ढन्ति अभिवुट्ठं[६९] व बीरणं ॥ २ ॥
यो चेतं सहती जम्मिं तण्हं लोके दुरच्चयं ।
सोका तम्हा पपतन्ति उदबिन्दू व पोक्खरा ॥ ३ ॥
तं वो वदामि भद्दं वो यावन्तेत्थ समागता ।
तण्हाय मूलं खणथ उसीरत्थो व बीरणं ।
मा वो नळं व सोतो व मारो भञ्जि पुनप्पुनं ॥ ४ ॥
यथापि मूले अनुपद्दवे दळ्हे छिन्नोऽपि रुक्खो पुनरेव रूहति ।
एवं पि तण्हानुसये अनूहते निब्बत्तती दुक्खमिदं पुनप्पुनं ॥५॥

ઘડપણ સુધી પાળેલો સદાચાર સુખરૂપ છે, બરાબર સ્થિર રહેલી શ્રદ્ધા સુખરૂપ છે, બુદ્ધિ મળવી એ સુખરૂપ છે અને એક પણ પાપને ન આચરવું એ સુખરૂપ છે. ૧૪

તેવીશમો નાગવર્ગ સમાપ્ત.

---

६८ म० सहते । ६९ सी० अभिवट्ठं ।

## ૨૪: તૃષ્ણાવર્ગ

જે મનુષ્ય પ્રમાદી થઈને પ્રવૃત્તિ કરે છે, તેની તૃષ્ણા માલુવાની વેલની પેઠે વધ્યે જાય છે. વનમાં ફળો મેળવવા સારુ જેમ વાંદરો એક ઝાડથી બીજા ઝાડ ઉપર કૂદાકૂદ કરે છે, તેમ એ તૃષ્ણા એક જન્મથી બીજા જન્મ ઉપર એમ જન્મોજન્મ સુધી કૂદાકૂદ કર્યા કરે છે. ૧

વિશેષ આસક્તિરૂપ એ તૃષ્ણા આ જગતમાં ભારે લુચ્ચી છે. એવી એ તૃષ્ણા જેને હંફાવે છે, તેના શોકો જેમ વરસાદ-થી છંટાયેલો સુગંધી વાળો ઝટપટ વધી ફેલાઈ જાય છે તેમ ભારે વધી જાય છે. ૨

પરંતુ જે સાધક કળી ન શકાય એવી અથવા જેનો પાર ન પામી શકાય એવી તે લુચ્ચી તૃષ્ણાને જગતમાં હંફાવી શકે છે, તેના તમામ શોકો જેમ કમળપત્ર ઉપરથી પાણીનાં તમામ ટીપાં ખરી પડે છે તેમ ખરી પડે છે. ૩

જેટલા અહીં આવેલા છે અર્થાત્ બુદ્ધના શાસનમાં આવેલા છે, તેટલા તમામ સાધકોનું ભલું થાય એમ હું કહું છું. સુગંધી વાળાને મેળવવા માટે જેમ તેને મૂળથી જ ઉખેડવો પડે છે, તેમ તમે તૃષ્ણાને મૂળથી જ ઉખેડી નાખો. જેમ બરુની સળીને પાણીનું પૂર ભાંગી નાખે છે, તેમ માર એટલે મૃત્યુ અથવા વાસનાઓ તમને વારંવાર ન ભાંગો. ૪

જેમ ઝાડનું મૂળ સાજું અને મજબૂત રહી ગયું હોય તો કાપી નાખેલું ઝાડ પણ ફરીને ઊગી નીકળે છે, તેમ તૃષ્ણાનું મૂળ સાજું અને મજબૂત રહી ગયું તો એ પાછી ફરી ફરીને ફૂટી નીકળે છે અને પરિણામે વારંવાર દુઃખોને પેદા કરે છે. ૫

यस्स छत्तिंसती सोता मनापस्सवना भुसा ।
वाहा वहन्ति दुद्दिट्ठिं सङ्कप्पा रागनिस्सिता ॥ ६ ॥
सवन्ति सब्बधी सोता लता उब्भिज्ज[७०] तिट्ठति ।
तं च दिस्वा लतं जातं मूलं पञ्ञाय छिन्दथ ॥ ७ ॥
सरितानि सिनेहितानि च सोमनस्सानि भवन्ति जन्तुनो ।
ते सातसिता सुखेसिनो ते वे जातिजरूपगा नरा ॥ ८ ॥
तसिणाय पुरक्खता पजा परिसप्पन्ति ससो व बाधितो ।
संयोजनसङ्गसत्ता दुक्खमुपेन्ति पुनप्पुनं चिराय ॥ ९ ॥
तसिणाय पुरक्खता पजा परिसप्पन्ति ससो व बाधितो ।
तस्मा तसिणं विनोदये भिक्खु आकंखी विरागमत्तनो ॥ १० ॥

રાગ પેદા કરનારી સુંદર વસ્તુઓ તરફ જેના છત્રીશે પ્રવાહો† ઝપાટાબંધ વહ્યે જાય છે, તેવા દુષ્ટ દૃષ્ટિવાળા

---

७० म० उप्पज्ज ।

† છત્રીશ પ્રવાહોનું સ્વરૂપ આ પ્રમાણે છે:–

૬ ચક્ષુ વગેરે પાંચ ઇંદ્રિયો અને મન સંબંધે કામતૃષ્ણા એ છ કામતૃષ્ણાના પ્રવાહ.

૬ ચક્ષુ વગેરે પાંચ ઇંદ્રિયો અને મન સંબંધે ભવતૃષ્ણા એ છ ભવતૃષ્ણાના પ્રવાહ : ભવતૃષ્ણા એટલે સારા સારા અવતારોમાં જન્મ લેવાની તૃષ્ણા.

૬ ચક્ષુ વગેરે પાંચ ઇંદ્રિયો અને મન સંબંધે વિભવતૃષ્ણા એ છ વિભવતૃષ્ણાના પ્રવાહ: વિભવતૃષ્ણા એટલે વિનાશની તૃષ્ણા અર્થાત્ આ મારી બધી ઇંદ્રિયો, મન અને દેહ બધું નાશ પામી જાય અને ઝટઝટ મને નિર્વાણનું સુખ મળે એ વિભવતૃષ્ણા.

મનુષ્યને તેના પોતાના રાગમય સંકલ્પોના પ્રવાહો જ ઘસડી જાય છે–તાણી જાય છે. ૬

સાધારણ મનુષ્યના એવા પ્રવાહો ચારે બાજુ વહ્યા જ કરે છે. તેમાંથી એક વેલ–તૃષ્ણાની વેલ ફૂટી નીકળે છે. એ ફૂટી નીકળેલી તૃષ્ણાની વેલને જોઈને તેને પ્રજ્ઞા વડે મૂળથી જ છેદી નાખો–ઉખેડી નાખો. ૭

પુરાણા સ્નેહસંબંધોને સંભારતાં મનુષ્યને ભારે આનંદ થાય છે. એ રીતે, તૃષ્ણામય સુખમાં બંધાઈ રહેલા અને એવા સુખને ઇચ્છનારા તેઓ વારંવાર જન્મને અને ઘડપણને પામ્યા કરે છે. ૮

જેમ દુઃખી થયેલ સસલું આમ તેમ ચારે બાજુ દોડ્યા કરે છે, તેમ તમામ પ્રજા તૃષ્ણાની પાછળ આમ તેમ ચારે બાજુ ભટકયા કરે છે. બંધનોના સંગને લીધે આસક્ત થયેલી તે પ્રજા લાંબા સમય સુધી વારંવાર દુઃખ પામે છે. ૯

દુઃખી થયેલ સસલું જેમ આમ તેમ ચારે બાજુ દોડ્યા કરે છે, તેમ તમામ પ્રજા તૃષ્ણાની પાછળ આમ તેમ ચારે બાજુ ભટકયા કરે છે; તેથી પોતે જાતે વીતરાગ થવાની ઇચ્છાવાળો ભિક્ષુ તૃષ્ણાને હડસેલી મૂકે. ૧૦

---

એ જ પ્રમાણે :—

૬ રૂપ, શબ્દ, ગંધ, રસ, સ્પર્શ અને ધર્મ એટલે બીજા તમામ દુન્યવી પદાર્થો એ છ સંબંધી કામતૃષ્ણા–એ રીતે બીજી રીતે કામતૃષ્ણાના છ પ્રવાહો.

૬–૬ રૂપ, શબ્દ, ગંધ, રસ, સ્પર્શ અને ધર્મ સંબંધે બીજી ૬ ભવતૃષ્ણા અને બીજી ૬ વિભવતૃષ્ણા, એમ આ બીજી રીતે એ બન્ને તૃષ્ણાના છ છ પ્રવાહો.

ઉપરના અને આ બધા મળીને કુલ છત્રીશ પ્રવાહો થયા.

यो निब्बनथो वनाधिमुत्तो वनमुत्तो वनमेव धावति ।
तं पुग्गलमेथ[७१] पस्सथ मुत्तो बन्धनमेव धावति ॥ ११ ॥
न तं दळ्हं बन्धनमाहु धीरा यदायसं दारुजं बब्बजं च ।
सारत्तरत्ता मणिकुण्डलेसु पुत्तेसु दारेसु च या अपेक्खा ॥ १२ ॥
एतं दळ्हं बन्धनमाहु धीरा ओहारिनं सिथिलं दुप्पमुञ्चं ।
एतं पि छेत्वान परिब्बजन्ति अनपेक्खिनो कामसुखं पहाय ॥१३॥
ये रागरत्ताऽनुपतन्ति सोतं सयं कतं मक्कटको व जालं ।
एतं पि छेत्वान वजन्ति धीरा अनपेक्खिनो सब्बदुक्खं पहाय ॥१४॥
मुञ्च पुरे मुञ्च पच्छतो मज्झे मुञ्च भवस्स पारगू ।
सब्बत्थ विमुत्तमानसो न पुन जातिजरं उपेहिसि ॥ १५ ॥

જે એક વાર તૃષ્ણા વગરનો બની વનજીવનને સારુ તત્પર હોય છે, તે પાછો તૃષ્ણા તરફ જ દોડે છે. મુક્ત થયેલ છતાં ફરી પાછા બંધન તરફ જ દોડતા એ જીવને, આવો અને જુઓ. ૧૧

ધીર પુરુષો કહેતા નથી, કે જે બંધન લોઢાનું, લાકડા-નું કે દોરડાનું છે, તે બંધન મજબૂત છે. મણિમય કુંડલ વગેરે ઝવેરાતનાં તથા સોનારૂપાનાં ઘરેણાંનો વિશેષ મોહ તથા પુત્રોમાં અને સ્ત્રીઓમાં જે અપેક્ષા–આશા છે, એ અપેક્ષાને જ ધીર પુરુષો મજબૂત બંધન કહે છે. એ બંધન ખમી શકાય એવું છે, ઢીલું છે, છતાં છોડવું ઘણું કઠણ પડે છે. જેઓ અપેક્ષા વગરના છે, તેઓ કામસુખના એ બંધનને પણ છેદીને ચાલી નીકળે છે. ÷ ૧૨,૧૩

---

७१ सी० °मेव ।

÷ યમકવર્ગની ગા૦ ૮માં 'અસુભાનુપસ્સી' શબ્દ ઉપર

પોતે કરેલી જાળમાં કરોળિયો ફસાય છે તેમ, જેઓ રાગમાં રાચેલા છે તેઓ પોતે ઊભા કરેલા આ પ્રપંચમય પ્રવાહમાં ફસી પડે છે. આસક્તિ વગરના ધીર પુરુષો એને પણ છેદીને તમામ દુઃખોને તજી દઈને ચાલી નીકળે છે–ત્યાગી બને છે. ૧૪

પહેલાંનું× હોય તે તજી દે, પાછલું હોય તે તજી દે, અને વચલું હોય તે પણ તજી દે–આ રીતે ચારે બાજુ બધું તજી દઈને સંસારને પેલે પાર જનારો થા. મનને તદ્દન મુક્ત રાખીશ, તો જન્મ–જરાના ફેરાને ફરી વાર પામીશ નહિ. ૧૫

---

જે દૃષ્ટિ વિશે ટિપ્પણ કરેલું છે, તે દૃષ્ટિ કેળવવા માટે ઘર છોડીને એક વાર તો ચાલી નીકળવું જ રહ્યું; એટલે 'સંન્યાસી, ભિક્ષુ કે ફકીર થઈને વર્તવું' કે 'ઇચ્છાપૂર્વક ગરીબી સ્વીકારીને રહેવું' એ અર્થમાં અહીં 'ચાલી નીકળવું' શબ્દનો પ્રયોગ છે. એ દૃષ્ટિ કેળવાયા પછી લોકોથી તદ્દન અલગ પડી જઈ ચાલી નીકળવાનો ખાસ કશો અર્થ નથી અને તેથી મોટે ભાગે સ્વપરને લાભ પણ નથી; ઊલટું એ દૃષ્ટિ બરાબર કેળવાયા પછી લોકોના સંપર્કમાં રહી સામૂહિક સ્વસ્થતાની પ્રવૃત્તિ પોતાની મર્યાદા આંકીને કરવી જોઈએ અને એમ કરવાથી જ સ્વપરને લાભ થાય છે તથા એ દૃષ્ટિ કેળવવાનું પ્રયોજન પણ એ જ છે. નહિ તો પછી અજ્ઞાન સમૂહને હાનિ થાય છે, સમાજનું દેવું માથે ચડે છે અને કેટલીક વાર પોતાની જાતને પણ હાનિ થાય છે. આ હકીકત ગંભીરપણે વિચારવા જેવી છે.

× **પહેલાંનું**—એટલે ભૂતકાળની તૃષ્ણા, **પાછલું**–ભવિષ્યકાળની તૃષ્ણા અને **વચલું**–વર્તમાનકાળની તૃષ્ણા: એ જ પ્રમાણે, છેલ્લા **બ્રાહ્મણવર્ગ**ની ૩૯ મી ગાથામાં આવેલા **આગળ, પાછળ** કે **વચ્ચે** શબ્દોના અર્થો સમજવાના છે. આ બન્ને ગાથાઓના શબ્દો અને ભાવ સાથે સરખાવી શકાય એવું **આચાર**

वितक्कपमथितस्स जन्तुनो तिब्बरागस्स सुभानुपस्सिनो ।
भिय्यो तण्हा पवड्ढति एस खो [७२]दळ्हं करोति बंधनं ॥ १६ ॥
वितक्कूपसमे च यो रतो असुभं भावयति सदा सतो ।
एस खो व्यन्तिकाहिति एस छेच्छति मारबन्धनं ॥ १७ ॥
निट्ठंगतो असन्तासी वीततण्हो अनङ्गणो ।
[७३]अच्छिन्दि भवसल्लानि अन्तिमोयं समुस्सयो ॥ १८ ॥
वीततण्हो अनादानो निरुत्तिपदकोविदो ।
अक्खरानं सन्निपातं जञ्ञा पुब्बापरानि च ।
स वे अन्तिमसारीरो महापञ्ञो (महापुरिसो) ति वुच्चति ॥ १९ ॥

જે મનુષ્ય સંકલ્પવિકલ્પો વડે મથાયા–વલોવાયા–કરે છે, તીવ્ર રાગ રાખે છે અને રૂપરસ વગેરે વિષયોને શુભ–

---

અંગસૂત્રનું જૈન વાક્ય આ પ્રમાણે છે :–

"जस्स नत्थि पुरा पच्छा मज्झे तस्स कुओ सिया।"

(આચારઅંગ સૂત્ર: અધ્યયન ૪, ઉદ્દેશક ૪)

અર્થાત્ "જેને આગળનું નથી, પાછળનું નથી, તેની પાસે વચમાળાનું ક્યાંથી હોય?" સાધારણ રીતે આ વાક્યનો શબ્દાર્થ અને ભાવાર્થ 'ધમ્મપદ'ની આ ગાથાઓ જેવો છે; પરંતુ આચારઅંગમાં જ્યાં એ વાક્ય આવેલું છે, ત્યાં તેનો અર્થ ત્યાંના સંદર્ભ પ્રમાણે જુદો કરવામાં આવેલ છે એ ધ્યાનમાં રાખવાનું છે. આ સિવાય 'ધમ્મપદ'નાં વાક્યો સાથે અક્ષરશઃ અને અર્થશઃ મળતાં આવે એવાં અનેક વચનો જૈન આગમ–**આચાર અંગ, ઉત્તરાધ્યયન** અને **દશવૈકાલિક** વગેરે શ્રુતગ્રંથોમાં ઉપલબ્ધ છે, જેમાંનાં થોડાંક પ્રસ્તાવનામાં જણાવેલાં છે અને સર્વધર્મ–સમભાવની ભાવનાની દૃષ્ટિએ એ બધાં વાક્યો વિશેષ મનનીય છે.

७२ म० गाळ्हं ।    ७३ सी० अच्छिदि ।

હિતકર સમજે છે, તે મનુષ્યની તૃષ્ણા ખૂબ વધે છે; અને એવો માણુસ બંધનોને મજબૂત બનાવે છે. ૧૬

જે મનુષ્ય સંકલ્પવિકલ્પોને શમાવી દેવા વિશેષ તત્પર છે, સદાય સ્મૃતિ–રાખીને રૂપરસ વગેરે વિષયોને અશુભ સમજે છે, એ જ મનુષ્ય તમામ દુઃખોનો અંત આણુશે અને મારનાં બંધનોને છેદી નાખશે. ૧૭

જે મનુષ્ય પામવાનું પામી ચૂકયો છે, ત્રાસ, તૃષ્ણા અને પાપ વગરનો છે, તેણે સંસારનાં બધાં શલ્યોને છેદી નાખ્યાં છે; અને એવા મનુષ્યનો આ છેલ્લો દેહ છે. ૧૮

જે મનુષ્ય તૃષ્ણા વગરનો છે, બંધન વગરનો છે, શબ્દોની વ્યાખ્યા કરવામાં કુશળ છે, અને આગળ–પાછળના સંબંધને જાણીને* મોટાં મોટાં વાકયોને સમજનારો છે તે જ છેલ્લા દેહને ધારણ કરનાર મહાપ્રાજ્ઞ—મહાપુરુષ—કહેવાય છે. ૧૯

* 'મહાપ્રાજ્ઞ' પુરુષમાં તૃષ્ણારહિતતા વગેરે ગુણો બતાવેલા છે; પરંતુ 'શબ્દોની વ્યાખ્યા કરવામાં તે કુશળ હોવો જોઈએ' અને 'આગળ–પાછળના સંબંધને જાણીને મોટાં મોટાં વાકયોને સમજનારો હોવો જોઈએ' એવું શા માટે? આ વિશે ગંભીર-પણે વિચાર કરતાં એમ જણાય છે, કે જે કોઈ 'મહાપ્રાજ્ઞ' થવાનો દાવો કરે છે, તે અર્થ વગરની કાલાતિક્રાંત રૂઢ હકીકતોનો દાસ કદી બનતો નથી; ઊલટું તેમાં ક્રાંતિ કરી તેનો નવો જ અર્થ પ્રજાને સમજાવે છે. શ્રીપુરુષોત્તમ કૃષ્ણચંદ્રે, જૈન તીર્થંકર શ્રીજ્ઞાતપુત્ર મહાવીરે અને બુદ્ધ ભગવાને પોતપોતાના જમાનામાં અર્થ વગરની કાલાતિક્રાંત રૂઢિઓમાં ક્રાંતિ આણી હતી; અને તે રૂઢિવાચક શબ્દોના નવીન પણ ખરા અર્થો સમજાવી તે શબ્દોને પ્રાણવંત કર્યા હતા–જેમ કે યજ્ઞ, સ્નાન, બ્રાહ્મણ, શ્રમણ, પ્રવ્રજિત, તાપસ, મુનિ, ભિક્ષુ, સ્નાતક, આર્ય વગેરે શબ્દો. આ અપેક્ષાએ

सब्बाभिभू सब्बविदूहमस्मि सब्बेसु धम्मेसु अनूपलित्तो ।
सब्बञ्जहो तण्हक्खये विमुत्तो सयं अभिञ्ञाय कमुद्दिसेय्यं ॥२०॥
सब्बदानं धम्मदानं जिनाति सब्बं रसं धम्मरसो जिनाति ।
सब्बं रतिं धम्मरती जिनाति तण्हक्खयो सब्बदुक्खं जिनाति ॥

हनन्ति भोगा दुम्मेधं नो च[74] पारगवेसिनो ।
भोगतण्हाय दुम्मेधो हन्ति अञ्ञे व अत्तनं ॥ २२ ॥
तिणदोसानि खेत्तानि रागदोसा अयं पजा ।
तस्मा हि वीतरागेसु दिन्नं होति महप्फलं ॥ २३ ॥
तिणदोसानि खेत्तानि दोसदोसा अयं पजा ।
तस्मा हि वीतदोसेसु दिन्नं होति महप्फलं ॥ २४ ॥
तिणदोसानि खेत्तानि मोहदोसा अयं पजा ।
तस्मा हि वीतमोहेसु दिन्नं होति महप्फलं ॥ २५ ॥

હું સર્વનો પરાભવ કરનાર છું, હું સર્વજ્ઞ છું, હું તમામ પ્રપંચોમાં અલિપ્ત છું, હું તમામ બંધનોને તજી દેનારો છું અને હું તૃષ્ણાનો ક્ષય થતાં મારી મેળે બધું જાણીને નિર્વાણને પામેલ છું. મારા ગુરુ તરીકે કોનું નામ દઉં ? ૨૦

ધર્મનું દાન અન્ય સર્વ દાનને જીતી જાય છે, ધર્મનો રસ અન્ય સર્વ રસોને જીતી જાય છે, ધર્મનો પ્રેમ બીજા બધા પ્રેમને જીતી જાય છે અને તૃષ્ણાનો ક્ષય બીજાં બધાં દુ:ખોને જીતી જાય છે. ૨૧

---

મહાપ્રાજ્ઞ પુરુષ 'વ્યુત્પત્તિવ્યાખ્યાકુશળ' અને 'સંબંધજ્ઞાન સાથે અર્થનો બોધક' હોવો જ જોઈએ.

७४ सी० वे ।

ભોગો દુર્મતિવાળા માનવનો નાશ કરે છે, સંસારના પારને શોધનારનો નાશ કરતા નથી. દુર્મતિવાળો ભોગોની તૃષ્ણાને લીધે પોતાનો નાશ કરે છે અને એ જ પ્રમાણે બીજાઓનો પણ નાશ કરે છે. ૨૨

ઘાસ ઊગી નીકળવું× એ જમીનનો દોષ છે, એકબીજા ઉપર રાગ કરવો એ આ પ્રજાનો દોષ છે; માટે જેઓ દોષ વગરના છે એટલે વીતરાગ પુરુષો છે, તેમને દીધેલું દાન મહાફળ આપે છે. ૨૩

ઘાસ ઊગી નીકળવું એ જમીનનો દોષ છે. એકબીજા ઉપર દ્વેષ કરવો એ આ પ્રજાનો દોષ છે; માટે જેઓ દોષ વગરના છે એટલે દ્વેષ વિનાના છે, તેમને દીધેલું દાન મહાફળ આપે છે. ૨૪

ઘાસ ઊગી નીકળવું એ જમીનનો દોષ છે, એકબીજા ઉપર મોહ કરવો એ આ પ્રજાનો દોષ છે; માટે જેઓ દોષ વગરના છે એટલે મોહ વગરના છે, તેમને દીધેલું દાન મહાફળ આપે છે. ૨૫

---

× આ બધી ગાથાઓમાં 'ખેતર'નું ઉદાહરણ આપીને એમ સૂચવેલું છે, કે માનવમાત્રમાં દોષો સહજ છે; એટલે જેમ વરસાદ પડે કે ખેતરમાં ઘાસ ઊગી જ નીકળવાનું, એ સમયે ખેતરમાં ઘાસની ઊગણીને કોઈ રીતે અટકાવી શકાતી નથી, તેમ મનુષ્ય અંગત જીવનના વ્યવહારમાં કે સામૂહિક જીવનમાં આવ્યો કે તેમાં દોષો આવવાના જ; એટલે જેમ ઊગેલા ઘાસને કાપી નાખવાનાં સાધનો શોધાયાં છે, તેમ એ અંગત જીવનમાં કે સામૂહિક જીવનમાં આવતા દોષોને કાપી નાખવાના ઉપાયો શોધી તે દોષોને જડમૂળથી ઉખેડી નાખવાના છે.

तिणदोसानि खेत्तानि इच्छादोसा अयं पजा ।
तस्मा हि विगतिच्छेसु दिन्नं होति महप्फलं ॥ २६ ॥

॥ तण्हावग्गो चतुवीसतिमो ॥

## २५ : भिक्खुवग्गो

चक्खुना संवरो साधु साधु सोतेन संवरो ।
घानेन संवरो साधु साधु जिव्हाय संवरो ॥ १ ॥
कायेन संवरो साधु साधु वाचाय संवरो ।
मनसा संवरो साधु साधु सब्बत्थ संवरो ।
सब्बत्थ संवुतो भिक्खु सब्बदुक्खा पमुच्चति ॥ २ ॥
हत्थसंयतो पादसंयतो वाचाय संयतो संयतुत्तमो ।
अज्झत्तरतो समाहितो एको सन्तुसितो तमाहु भिक्खुं ॥ ३ ॥
यो मुखसंयतो भिक्खु मन्तभाणी अनुद्धतो ।
अत्थं धम्मं च दीपेति मधुरं तस्स भासितं ॥ ४ ॥
धम्मारामो धम्मरतो धम्मं अनुविचिन्तयं ।
धम्मं अनुस्सरं भिक्खु सद्धम्मा न परिहायति ॥ ५ ॥
सलाभं नातिमञ्ञेय्य नाञ्ञेसं पिहयं चरे ।
अञ्ञेसं पिहयं भिक्खु समाधि नाधिगच्छति ॥ ६ ॥
अप्पलाभोऽपि चे भिक्खु सलाभं नातिमञ्ञति ।
तं वे देवा पसंसन्ति सुद्धाजीविं अतन्दितं ॥ ७ ॥

ઘાસ ઊગી નીકળવું એ જમીનનો દોષ છે, એકબીજામાં ઇચ્છા–તૃષ્ણા રાખવી, એ આ પ્રજાનો દોષ છે; માટે જેઓ

દોષ વગરના છે એટલે તૃષ્ણા વગરના છે, તેમને દીધેલું દાન મહાફળ આપે છે. ૨૬

ચોવીશમો તૃષ્ણાવર્ગ સમાપ્ત.

## ૨૫ : ભિક્ષુવર્ગ

આંખનો સંયમ સારો છે. કાનનો સંયમ સારો છે. ઘ્રાણ–નાકનો સંયમ સારો છે. જીભનો સંયમ સારો છે. ૧

શરીરનો સંયમ સારો છે. વાણીનો સંયમ સારો છે. મનનો સંયમ સારો છે. સર્વત્ર સંયમ કરવો સારો છે. જે ભિક્ષુ બધે સ્થળે સંયમયુક્ત થઈને વર્તે છે, તે બધાં દુઃખોથી મુક્ત થઈ જાય છે. ૨

જેના હાથ, સંયત–સંયમવાળા છે, જેના પગ સંયત છે, જેની વાણી સંયત છે, જે સંયમીઓમાં ઉત્તમ છે, અધ્યાત્મ-પરાયણ છે, સમાધિવાળો છે અને એકલો રહીને સંતોષમાં રહેનારો છે, તેને 'ભિક્ષુ' કહેવામાં આવે છે. ૩

જેનું મુખ સંયત છે, જે વિચારીને બોલનારો છે, ઉદ્ધત નથી, એવો ભિક્ષુ વ્યવહારને અને ધર્મને બન્નેને દીપાવે છે; અને તેની વાણી મધુર હોય છે. ૪

જે ભિક્ષુ ધર્મમાં આરામ પામનારો, ધર્મમાં તત્પર, ધર્મ વિશે નિરંતર વિચાર કરનારો અને ધર્મને અનુસરનારો હોય છે તે, સત્ ધર્મથી ચલિત થતો નથી. ૫

પોતાને મળતા લાભની એટલે પોતાને મળતાં ખાનપાન વગેરેની અવગણના ન કરવી. ખાનપાન વગેરેનો જે લાભ અન્યને મળે છે, તેની સ્પૃહા ન કરવી. જે ભિક્ષુ એ રીતે બીજાની સ્પૃહા કરે છે, તે સમાધિને પામી શકતો નથી. ૬

ખાનપાન વગેરે થોડું થોડું મળતું હોય તોપણ જે

सब्बसो नामरूपस्मिं यस्स नत्थि ममायितं।
असता च न सोचति स वे भिक्खू ति वुच्चति॥ ८॥
मेत्ताविहारी यो भिक्खु पसन्नो बुद्धसासने।
अधिगच्छे पदं सन्तं संखारूपसमं सुखं॥ ९॥
सिञ्च भिक्खु इमं नावं सित्ता ते लहुमेस्सति।
छेत्वा रागं च दोसं च ततो निब्बानमेहिसि॥ १०॥
पञ्च छिन्दे पञ्च जहे पञ्च चुत्तरि भावये।
पञ्चसङ्गातिगो भिक्खु ओघतिण्णो ति वुच्चति॥११॥

ભિક્ષુ પોતાને મળતા લાભની અવગણના નથી કરતો, તેવા શુદ્ધ રીતે આજીવિકાને નભાવનારા અને પ્રમાદ વગરના ભિક્ષુની દેવો પણ પ્રશંસા કરે છે. ૭

નામરૂપ અને રૂપમય તમામ પદાર્થોમાં જે સર્વથા મમત્વ રહિત છે તથા જે અસત્‌નો શોક કરતો નથી, તે જ ભિક્ષુ કહેવાય છે. ૮

જે ભિક્ષુ વિશ્વવ્યાપી પ્રેમભાવમાં વિહરનારો છે, બુદ્ધના શાસનમાં પ્રસન્નપણે વર્તનારો છે, તે સંસ્કારોના ઉપશમરૂપ સુખના શાંતિમય પદને પામે છે. ૯

ભિક્ષુ ! આ નાવને ઉલેચ.+ ઉલેચેલી નાવ તને જલદી આગળ લઈ જશે; તેથી તું રાગ તથા દ્વેષને છેદીને નિર્વાણને પામીશ. ૧૦

---

+ મનરૂપ નાવમાં જે દોષોરૂપ પાણી ભરાઈ ગયું છે, તેને ઉલેચી નાખવાની ભલામણ આ ગાથામાં છે.

જે ભિક્ષુ પાંચ÷ બંધનોને કાપી નાખે, પાંચ બીજાં બંધનોને તજી દે તથા પાંચ (શ્રદ્ધા, સ્મૃતિ, વીર્ય, સમાધિ અને પ્રજ્ઞા)ની વધારે ઉત્તમ રીતે ભાવના કરે અને પાંચ સ્કંધોની આસક્તિને તજી દઈને આગળ વધેલો હોય, તે આ પ્રપંચના પૂરને તરી ગયેલો કહેવાય છે. ૧૧

---

÷ બંધનો દસ છે, તેમાંનાં પ્રથમ પાંચ આ પ્રમાણે છે:– ૧ સક્કાયદિટ્ઠિ (સત્કાયદૃષ્ટિ), ૨ વિચિકિચ્છા (વિચિકિત્સા), ૩ સીલબ્બતપરામાસ (શીલવ્રતપરામર્શ), ૪ કામરાગ, ૫ પટિઘ (પ્રતિઘ); બીજાં પાંચ બંધનો આ પ્રમાણે છે:–૧ રૂપરાગ, ૨ અરૂપરાગ, ૩ માન–અહંકાર, ૪ ઉદ્ધચ્ચ (ઔદ્ધત્ય) ૫અવિજ્જા (અવિદ્યા); તેમનો અર્થ ક્રમશ: આ પ્રમાણે છે:–'સત્કાયદૃષ્ટિ'નો શબ્દાર્થ 'કાયા સત્ છે એવી દૃષ્ટિ', પરંતુ બૌદ્ધ પરિભાષા પ્રમાણે તેનો અર્થ જુદા પ્રકારનો છે; તે માટે જુઓ 'ધમ્મપદ'નો ગુજરાતી અનુવાદ 'સંયોજન' શબ્દ–(ગુજરાત વિદ્યાપીઠ); વિચિકિત્સા એટલે બુદ્ધ, ધર્મ અને સંઘમાં અવિશ્વાસ–આ સાંપ્રદાયિક અર્થ છે; સાધારણ રીતે 'વિચિકિત્સા'નો અર્થ 'સંશય' થાય છે; શીલવ્રતપરામર્શ–અમુક તપ કે વ્રતવરતોલાં માત્ર કરવાથી મુક્તિ મળે છે એવી શ્રદ્ધા; 'કામરાગ'નો અર્થ પ્રસિદ્ધ છે; પ્રતિઘ એટલે ક્રોધ; રૂપરાગ એટલે બ્રહ્મલોક વગેરે સ્વર્ગો મેળવવાની ઇચ્છા–તૃષ્ણા; અરૂપરાગ એટલે અરૂપ દેવલોકો મેળવવાની ઇચ્છા; માન અને અવિદ્યાનો અર્થ જાણીતો છે; ઉદ્ધચ્ચ એટલે ભ્રાંતચિત્ત–ચિત્તની અસ્થિરતા; આ દસ બંધનોમાંનાં પ્રથમ પાંચનું નામ 'અવરભાગી સંયોજન' છે અને પાછળનાં પાંચનું નામ 'ઊર્ધ્વભાગી સંયોજન' છે; બૌદ્ધ પરંપરામાં 'સંયોજન' શબ્દ બંધનનો સૂચક છે, તેમ જૈનપરંપરામાં અને વૈદિક પરંપરામાં પણ 'સંયોગ' શબ્દ અધ્યાત્મશાસ્ત્રની અપેક્ષાએ બંધનનો સૂચક છે.

झाय भिक्खु मा[७५] पमादो मा ते कामगुणे भमस्सु चित्तं ।
मा लोहगुळं गिळी पमत्तो मा कन्दि दुक्खमिदं ति डय्हमानो ॥१२
नत्थि झानं अपञ्ञस्स पञ्ञा नत्थि अज्झायतो[७६] ।
यम्हि झानं च पञ्ञा च स वे निब्बानसन्तिके ॥ १३ ॥
सुञ्ञागारं पविट्ठस्स सन्तचित्तस्स भिक्खुनो ।
अमानुसी रती होति सम्मा धम्मं विपस्सतो ॥ १४ ॥
यतो यतो सम्मसति खन्धानं उदयब्बयं ।
लभती पीतिपामोज्जं अमतं तं विजानतं ॥ १५ ॥
तत्रायमादि भवति इध पञ्ञस्स भिक्खुनो ।
इन्द्रियगुत्ति सन्तुट्ठि पातिमोक्खे च संवरो ॥ १६ ॥
मित्ते भजस्सु कल्याणे सुद्धाजीवे अतन्दिते ।
पटिसन्थारवुत्यस्स आचारकुसलो सिया ।
ततो पामोज्जबहुलो दुक्खस्सन्तं करिस्ससि ॥ १७ ॥
वस्सिका विय पुप्फानि मद्दवानि पमुञ्चति ।
एवं रागं च दोसं च विप्पमुञ्चेथ भिक्खवो ॥ १८ ॥
सन्तकायो सन्तवाचो सन्तमनो सुसमाहितो ।
वन्तलोकामिसो भिक्खु उपसन्तो ति वुच्चति ॥ १९ ॥
अत्तना चोदयऽत्तानं पटिमासे अत्तमत्तना ।
सो अत्तगुत्तो सतिमा सुखं भिक्खु विहाहिसि ॥ २० ॥

હે ભિક્ષુ ! ધ્યાન કર, પ્રમાદ ન કર. તારું ચિત્ત કામ-

૭૫. सी० मा च प०     ७६. म० अज्ञायिनो ।

ગુણોમાં ન ભમો. પ્રમાદવાળો બનીને રાતા તપેલા લોઢાના ગોળાને ન ગળ–એ ગોળાથી દાઝતો 'આ દુઃખ છે' એવી બૂમ ન પાડ. ૧૨

પ્રજ્ઞા વગરનો સાધક ધ્યાન કરી શકતો નથી; અને ધ્યાન વગરના સાધકમાં પ્રજ્ઞા સંભવી શકતી નથી. જેનામાં ધ્યાન અને પ્રજ્ઞા બંને સાથે છે, તે જ નિર્વાણની નજીક છે. ૧૩

જે ભિક્ષુ એકાંત સ્થાને રહેલો છે, જેનું ચિત્ત શાંત છે તે ધર્મને સારી રીતે સમજી દિવ્ય આનંદ પ્રાપ્ત કરે છે. ૧૪

સ્કંધોની ઉત્પત્તિ અને વિનાશ વિશે જેમ જેમ વિચાર કરે છે, તેમ તેમ તે પ્રીતિ અને પ્રમોદ પામે છે. ખરેખરા જ્ઞાનીઓ માટે તે પ્રીતિ અને પ્રમોદ અમૃત છે. ૧૫

બુદ્ધશાસનમાં આવેલા પ્રાજ્ઞ ભિક્ષુની જીવનચર્યાનો પ્રારંભ આ રીતે થાય છે: પ્રથમ ઇંદ્રિયોનો સંયમ, સંતોષ, અપવાદો કરવામાં સંવર-સંયમ અને પવિત્ર રીતે આજીવિકા કરનારા તથા પ્રમાદ વગરના કલ્યાણકર મિત્રોનો સમાગમ.૧૬

આદર સાથે બીજાનું સ્વાગત કરવાની વૃત્તિવાળો થા, આચારમાં કુશળ થા; તેથી વિશેષ પ્રમોદવાળો થયેલો તું–ભિક્ષુ દુઃખનો અંત કરીશ. ૧૭

હે ભિક્ષુઓ ! જેમ જૂઈની વેલ પોચાં ફૂલોને ખેરવી નાખે છે, તેમ તમે રાગ અને દ્વેષને ખેરવી નાખો. ૧૮

શરીરથી શાંત, વાણીથી શાંત, મનથી શાંત, સમાધિવાળો અને લોકની તૃષ્ણાને તજી દેનારો ભિક્ષુ 'ઉપશાંત' કહેવાય છે. ૧૯

આત્મા વડે આત્માની તપાસ કરવી, આત્મા વડે આત્માની પરીક્ષા કરવી; જે ભિક્ષુ જાતે સંયમી અને જાગૃતિવાળો છે, તે સુખે રહી શકશે. ૨૦

अत्ता हि अत्तनो नाथो अत्ता हि अत्तनो गति ।
तस्मा संयमयेऽत्तानं अस्सं भद्रं व वाणिजो ॥ २१ ॥
पामोज्जबहुलो भिक्खु पसन्नो बुद्धसासने ।
अधिगच्छे पदं सन्तं संखारूपसमं सुखं ॥ २२ ॥
यो हवे दहरो भिक्खु युञ्जति बुद्धसासने ।
सो'मं लोकं पभासेति अब्भा मुत्तो व चन्दिमा ॥ २३ ॥

॥ भिक्खुवग्गो पञ्चवीसतिमो ॥

## २६ : ब्राह्मणवग्गो

छिन्द सोतं परक्कम्म कामे पनुद ब्राह्मण ।
संखारानं खयं ञत्वा अकतञ्ञू सि ब्राह्मण ॥ १ ॥
यदा द्वयेसु धम्मेसु पारगू होति ब्राह्मणो ।
अथऽस्स सब्बे संयोगा अत्थं गच्छन्ति जानतो ॥ २ ॥
यस्स पारं अपारं वा पारापारं न विज्जति ।
वीतद्दरं विसंयुत्तं तमहं ब्रूमि ब्राह्मणं ॥ ३ ॥
झायिं विरजमासीनं कतकिच्चं अनासवं ।
उत्तमत्थमनुप्पत्तं तमहं ब्रूमि ब्राह्मणं ॥ ४ ॥
दिवा तपति आदिच्चो रत्तिं आभाति चन्दिमा ।
सन्नद्धो खत्तियो तपति झायी तपति ब्राह्मणो ।
अथ सब्बमहोरत्तं बुद्धो तपति तेजसा ॥ ५ ॥

આત્મા જ આત્માનો નાથ છે. આત્મા જ આત્માની ગતિ છે; માટે જેમ કોઈ વણિક ભદ્ર અશ્વને પોતાને તાબે રાખે, તેમ આત્માને પોતાને તાબે રાખવો જોઈએ. ૨૧

બુદ્ધના શાસનમાં પ્રસન્નતા પામેલો, વિશેષ પ્રમોદવાળો ભિક્ષુ સંસ્કારોના ઉપશમરૂપ સુખમય શાંત પદને પામે છે. ૨૨

જે જુવાન ભિક્ષુ બુદ્ધના શાસનમાં જોડાઈને પ્રયત્નશીલ રહે છે, તે વાદળાંથી છૂટા પડેલા ચંદ્રની પેઠે આ લોકને પ્રકાશિત કરે છે. ૨૩

પચીશમો ભિક્ષુવર્ગ સમાપ્ત.

## ૨૬ : બ્રાહ્મણવર્ગ

હે બ્રાહ્મણ ! તૃષ્ણાના પ્રવાહને છેદી નાખ, પરાક્રમ કર, વાસનાઓને દૂર કર; સંસ્કારોના ક્ષયને જાણીને, હે બ્રાહ્મણ ! તું નિર્વાણને જાણનારો થઈશ. ૧

જ્યારે બ્રાહ્મણ પ્રજ્ઞા અને ધ્યાન એ બંને ધર્મમાં પારગામી થાય છે, ત્યારે તે જ્ઞાની બ્રાહ્મણનાં બધાં બંધનો નાશ પામે છે. ૨

જે આ પાર + નથી, પેલે પાર નથી તથા જે આ પાર કે પેલે પાર નથી, એવા તે નીડર અનાસક્ત પુરુષને હું બ્રાહ્મણ કહું છું. ૩

જે ધ્યાની છે, પાપ વિનાનો છે, સ્થિર છે, કૃતકૃત્ય છે, દોષો વિનાનો છે અને ઉત્તમ અર્થને પામેલો છે, તે પુરુષને હું બ્રાહ્મણ કહું છું. ૪

સૂર્ય દિવસે તપે ÷ છે. ચંદ્ર રાતે પ્રકાશે છે. ક્ષત્રિય બખતર-

---

+ ઉપર (**ભિક્ષુવર્ગ** ગા૦ ૧૧) બતાવેલાં પાંચ ઊર્ધ્વભાગી સંયોજનોનું નામ 'પાર' છે; અને પાંચ અવરભાગી સંયોજનોનું નામ 'અપાર' છે.

÷ આ ગાથાનો ખાસ ભાવ આ પ્રમાણે છે:—જેમ સૂર્ય દિવસ હોય તો જ શોભે છે, નહિ તો શોભતો નથી; ચંદ્ર રાત્રિ હોય તો જ શોભે છે, નહિ તો શોભતો નથી; ક્ષત્રિય કવચ પહેરીને

बाहितपापो ति ब्राह्मणो समचरिया समणो ति वुच्चति ।
पब्बाजयमत्तनो मलं तस्मा पब्बजितो ति वुच्चति ॥ ६ ॥

न ब्राह्मणस्स पहरेय्य नास्स मुञ्चेथ ब्राह्मणो ।
धी ब्राह्मणस्स हन्तारं ततो धी यस्स मुञ्चति ॥ ७ ॥

न ब्राह्मणस्सेतदकिञ्चि सेय्यो यदा निसेधो मनसो पियेहि ।
यतो यतो हिंसमनो निवत्तति ततो ततो सम्मतिमेव दुक्खं ॥८॥

यस्स कायेन वाचाय मनसा नत्थि दुक्कतं[७७] ।
संवुतं तीहि ठानेहि तमहं ब्रूमि ब्राह्मणं ॥ ९ ॥

यम्हा धम्मं विजानेय्य सम्मासंबुद्धदेसितं ।
सक्कच्चं तं नमस्सेय्य अग्गिहुत्तं व ब्राह्मणो ॥ १० ॥

न जटाहि न गोत्तेन न जच्चा होति ब्राह्मणो ।
यम्हि सच्चं च धम्मो च सो सुची[७८] सो च ब्राह्मणो ॥ ११ ॥

किं ते जटाहि दुम्मेध किं ते अजिनसाटिया ।
अब्भन्तरं ते गहनं बाहिरं परिमज्जसि ॥ १२ ॥

---

યુદ્ધ માટે સજ્જ હોય તો જ શોભે છે; નહિ તો હાલો ક્ષત્રિય શોભતો નથી; બ્રાહ્મણ ધ્યાની હોય તો જ શોભે છે, નહિ તો શોભતો નથી; અર્થાત્ આ ગાથામાં ઉદાહરણરૂપે બતાવેલા ક્ષત્રિય વગેરે અમુક અવસ્થાઓમાં જ શોભે છે, પણ બધી અવસ્થાઓમાં શોભતા નથી; ત્યારે બુદ્ધ માટે તેમ નથી, તેઓ તો તેમની તમામ અવસ્થાઓમાં રાત–દિવસ દીપ્યા જ કરે છે–તેઓ અમુક જ વખતે અને અમુક જ અવસ્થામાં દીપે તથા બીજે વખતે અને બીજી અવસ્થામાં ન દીપે એવું નથી જ.

७७. म० दुक्कटं ।  ७८. सी० सुखी ।

ધારી હોય તો દીપે છે; બ્રાહ્મણ ધ્યાન કરનારો હોય તો શોભે છે; પણ બુદ્ધ તો પોતાના તેજ વડે આખી રાત અને આખો દિવસ દીપ્યા જ કરે છે. ૫

પાપોને વહાવી નાખનાર હોય, તે બ્રાહ્મણ કહેવાય છે. શાંતિમય ચર્યાવાળો હોય, તે સમન–શ્રમણ–કહેવાય છે. પોતાના મેલને ગમાવી દેનાર હોય, તે પ્રવ્રજિત કહેવાય છે. ૬

બ્રાહ્મણ ઉપર ઘા ન કરવો. ઘા કરનાર ઉપર બ્રાહ્મણે કોપ ન કરવો. બ્રાહ્મણ ઉપર ઘા કરનારને ધિક્ છે; અને ઘા કરનાર ઉપર કોપ કરનારને તેથી વધારે ધિક્ છે. ૭

જ્યારે બ્રાહ્મણ મનના રાગસંસ્કારનો નાશ કરે છે, ત્યારે તેને કાંઈ થોડું શ્રેય નથી. જેમ જેમ તે હિંસાથી પોતાના મનને પાછું વાળે છે, તેમ તેમ તેનું દુઃખ શમે જ છે. ૮

જેના શરીરથી, વાણીથી કે મનથી દુષ્કૃત થતું નથી, જેનાં શરીર, વાણી અને મન સંયમી છે, તે પુરુષને હું બ્રાહ્મણ કહું છું. ૯

જેની પાસેથી સમ્યક્ સંબુદ્ધે ઉપદેશેલો ધર્મ જાણવા મળે તે સત્કારવા લાયક પુરુષને, બ્રાહ્મણ અગ્નિહોત્રને નમસ્કાર કરે તેમ આદરપૂર્વક નમસ્કાર કરવો જોઈએ. ૧૦

જટા રાખવાથી બ્રાહ્મણ થવાતું નથી. અમુક ગોત્રમાં પેદા થવાથી બ્રાહ્મણ થવાતું નથી, તેમ અમુક જાતિમાં જન્મ લેવાથી બ્રાહ્મણ થવાતું નથી; પરંતુ જેનામાં સત્ય છે અને ધર્મ છે, તે પવિત્ર છે અને બ્રાહ્મણ છે. ૧૧

હે દુર્મતિવાળા! જટા વધારવાથી તારું શું વળવાનું છે? મૃગચર્મનાં કપડાં પહેરવાથી તારું શું વળવાનું છે? તારી અંદર તો ગહન પાપો ભરેલાં છે અને તું બહારથી ધોયા કરે છે. ૧૨

पंसुकूलधरं जन्तुं किसं धमनिसन्थतं ।
एकं वनस्मिं झायन्तं तमहं ब्रूमि ब्राह्मणं ॥ १३ ॥
न चाहं ब्राह्मणं ब्रूमि योनिजं मत्तिसंभवं ।
भोवादी नाम सो होति सचे[७९] होति सकिंचनो ।
अकिञ्चनं अनादानं तमहं ब्रूमि ब्राह्मणं ॥ १४ ॥
सब्बसंयोजनं छेत्वा यो वे न परितस्सति ।
सङ्गातिगं विसंयुत्तं तमहं ब्रूमि ब्राह्मणं ॥ १५ ॥
छेत्वा नन्धिं[८०] वरत्तं च सन्दानं सहनुक्कमं ।
उक्खित्तपळिघं बुद्धं तमहं ब्रूमि ब्राह्मणं ॥ १६ ॥
अक्कोसं वधबन्धं च अदुट्ठो यो तितिक्खति ।
खन्तीबलं बलानीकं तमहं ब्रूमि ब्राह्मणं ॥ १७ ॥
अक्कोधनं वतवन्तं सीलवन्तं अनुस्सदं[८१] ।
दन्तं अन्तिमसारीरं तमहं ब्रूमि ब्राह्मणं ॥ १८ ॥

જે પુરુષ રઝોટેલાં ચીંથરાં પહેરતો હોય, તપ કરવાને લીધે દુબળો થવાથી જેની ઊપસી ગયેલી બધી નસો બહાર દેખાતી હોય અને જે એકલો વનમાં રહીને ધ્યાન કરતો હોય, તેને હું બ્રાહ્મણ કહું છું. ૧૩

માત્ર બ્રાહ્મણીની કૂખે પેદા થયેલો છે, માટે હું કોઈને બ્રાહ્મણ કહેતો નથી. જો તે પૈસાદાર* હોય, તો લોકો તેને

७९ म० सवे । ८० सी० नन्दि । ८१ सी० अनुस्सुतं ।

* તાત્પર્ય એ છે, કે પૈસાદાર માણસને ભલે લોકો 'આપ' કહીને બોલાવે, પરંતુ એટલાથી એ કાંઈ પ્રતિષ્ઠિત ન કહેવાય;

'આપ' કહીને બોલાવે; પરંતુ જે અકિંચન છે અને લેવાની તૃષ્ણા વગરનો છે, તેને હું બ્રાહ્મણ કહું છું. ૧૪

બધાં બંધનોને+ છેદીને જે ત્રાસ પામતો નથી, સંગથી પર થયેલો છે અને અનાસક્ત છે, તેને હું બ્રાહ્મણ કહું છું. ૧૫

જેણે વેરને, તૃષ્ણાને અને મિથ્યાદૃષ્ટિ÷ સાથેનાં બધાં બંધનોને અનુક્રમે છેદી નાખીને બધાં અવિદ્યામય વિઘ્નોને ઉખેડી નાખેલાં છે, એવા બુદ્ધ પુરુષને હું બ્રાહ્મણ કહું છું. ૧૬

દ્વેષ કર્યા વિના અથવા ક્રોધ કર્યા વિના જે આક્રોશને, વધને અને બંધનોને સહન કરે છે અને ક્ષમાનું બળ એ જ જેની બળયુક્ત સેના છે, તેને હું બ્રાહ્મણ કહું છું. ૧૭

જે ક્રોધ વગરનો, વ્રતયુક્ત, શીલવાળો, તૃષ્ણા વિનાનો, સંયમવાળો અને છેલ્લા દેહવાળો છે, તેને હું બ્રાહ્મણ કહું છું. ૧૮

---

ખરો પ્રતિષ્ઠિત તો જે અકિંચન છે–અપરિગ્રહી છે, તે જ છે; અને એ જ બ્રાહ્મણ છે.

+ રાગસુખ, કામસુખ વગેરે બંધનો છે. એમને છેદતાં ભલભલા વીર પુરુષને પણ ત્રાસ થાય છે. માટે જ કહેલું છે, કે 'એ બંધનોને છેદ્યા પછી જે ત્રાસ પામતો નથી': સરખાવો **ચિત્તવર્ગ**–ગા૦ ૨

÷ આ ગાથામાં મૂળમાં સીધી રીતે 'વેર', 'તૃષ્ણા', 'મિથ્યાદૃષ્ટિ' અને 'અવિદ્યા' વગેરે શબ્દો નથી; પરંતુ તેને બદલે, અનુક્રમે, 'નંધિ' (નંધિ–નદ્ધી એટલે ચામડાની વરત), 'વરત્ત' (વરત્રા–વરત–કોસ ખેંચવાના કામમાં આવતું સૂતરનું દોરડું), 'સંદાન' (પશુના પગ બાંધવાનું દોરડું–ડામણ) અને 'પલિઘ' (પરિઘ–બારણું બંધ કરવાનો આગળો–ભોગળ) આપેલા છે. તે બધાં અહીં એક પ્રકારનાં રૂપકમાં વપરાયેલા છે; એટલે અહીં એ રૂપક વિશે ન લખતાં 'વેર' 'તૃષ્ણા' વગેરે શબ્દો વડે સીધો ભાવ જ બતાવેલો છે.

वारि पोक्खरपत्ते व आरग्गेरिव सासपो ।
यो न लिम्पति कामेसु तमहं ब्रूमि ब्राह्मणं ॥ १९ ॥
यो दुक्खस्स पजानाति इधेव खयमत्तनो ।
पन्नभारं विसंयुत्तं तमहं ब्रूमि ब्राह्मणं ॥ २० ॥
गम्भीरपञ्ञं मेधाविं मग्गामग्गस्स कोविदं ।
उत्तमत्थं अनुप्पत्तं तमहं ब्रूमि ब्राह्मणं ॥ २१ ॥
असंसट्ठं गहट्ठेहि अनागारेहि चूभयं ।
अनोकसारिं अप्पिच्छं तमहं ब्रूमि ब्राह्मणं ॥ २२ ॥
निधाय दण्डं भूतेसु तसेसु थावरेसु च ।
यो न हन्ति न घातेति तमहं ब्रूमि ब्राह्मणं ॥ २३ ॥
अविरुद्धं विरुद्धेसु अत्तदण्डेसु निब्बुतं ।
सादानेसु अनादानं तमहं ब्रूमि ब्राह्मणं ॥ २४ ॥
यस्स रागो च दोसो च मानो मक्खो च पातितो ।
सासपोरिव आरग्गा तमहं ब्रूमि ब्राह्मणं ॥ २५ ॥
अकक्कसं विञ्ञापनिं गिरं सच्चं उदीरये ।
याय नाभिसजे किञ्चि तमहं ब्रूमि ब्राह्मणं ॥ २६ ॥
यो'ध दीघं वा रस्सं वा अणुं थूलं सुभासुभं ।
लोके अदिन्नं नादियति तमहं ब्रूमि ब्राह्मणं ॥ २७ ॥

જેમ કમળપત્ર ઉપર પાણીનું ટીપું લેપાતું નથી અને આરની અણી ઉપર સરસવ લેપાતો–ચોંટતો નથી, તેમ જે કામભોગોમાં લેપાતો નથી, તેને હું બ્રાહ્મણ કહું છું. ૧૯

આ જન્મમાં જ જે પોતાના દુઃખના ક્ષયને જાણે છે, જે તૃષ્ણાના ભાર વિનાનો અને અનાસક્ત છે, તેને હું બ્રાહ્મણ કહું છું. ૨૦

જે ગંભીર પ્રજ્ઞાવાળો, બુદ્ધિમાન, માર્ગ અને અમાર્ગનો જાણનારો તથા ઉત્તમ સાધ્યને પામેલો હોય, તેને હું બ્રાહ્મણ કહું છું. ૨૧

જે ગૃહસ્થો અને અગૃહસ્થો એ બન્ને સાથે સંસર્ગ ન રાખતો હોય, અનગારના માર્ગને અનુસરનારો હોય, અલ્પ ઇચ્છાવાળો હોય, તેને હું બ્રાહ્મણ કહું છું. ૨૨

ત્રસ અને સ્થાવર × ભૂતો એટલે હાલતાંચાલતાં અને ગતિવગરના તમામ જીવો તરફ + દંડને–હિંસાને તજી દઈ જે પોતે કોઈને હણતો નથી અને બીજા પાસે કોઈને હણાવતો નથી, તેને હું બ્રાહ્મણ કહું છું. ૨૩

જે પોતાના વિરોધીઓ તરફ અવિરોધીપણે એટલે મિત્ર-ભાવે વર્તે છે, હિંસા કરનારાઓ તરફ શાંતભાવે વર્તે છે, તૃષ્ણાવાળાઓમાં તૃષ્ણારહિતપણે વર્તે છે, તેને હું બ્રાહ્મણ કહું છું. ૨૪

જેમ આરની અણી ઉપરથી સરસવ પડી જાય, તેમ જેના રાગ, દ્વેષ, માન અને વેરઝેર–ઈર્ષ્યા શાંત પડી ગયાં છે, તેને હું બ્રાહ્મણ કહું છું. ૨૫

જે કઠોરતા વિનાની અને વિજ્ઞાપન કરનારી એવી સાચી વાણી બોલે છે, વાણીથી કોઈના ઉપર આક્ષેપ કરતો નથી, તેને હું બ્રાહ્મણ કહું છું. ૨૬

આ જગતમાં જે લાંબી કે ટૂંકી, નાની કે મોટી તથા સારી કે નરસી ચોરી કરતો નથી, તેને હું બ્રાહ્મણ કહું છું. ૨૭

---

× જીવના 'ત્રસ અને સ્થાવર' એવા બે ભેદ બૌદ્ધ પરંપરાની પેઠે જૈન પરંપરામાં પણ પ્રસિદ્ધ છે; માટે જ મૂળમાં એ માટે 'તસ' અને 'થાવર' શબ્દો મૂકેલા છે.

+ જુઓ દંડવર્ગ ગા૦ ૧ નું ટિપ્પણ.

आसा यस्स न विज्जन्ति अस्मिं लोके परम्हि च ।
निरासयं विसंयुत्तं तमहं ब्रूमि ब्राह्मणं ॥ २८ ॥
यस्सालया न विज्जन्ति अञ्ञाय अकथंकथी ।
अमतोगधं अनुप्पत्तं तमहं ब्रूमि ब्राह्मणं ॥ २९ ॥
यो'ध पुञ्ञं च पापं च उभो सङ्गं उपच्चगा ।
असोकं विरजं सुद्धं तमहं ब्रूमि ब्राह्मणं ॥ ३० ॥
चन्दं व विमलं सुद्धं विप्पसन्नमनाविलं ।
नन्दीभवपरिक्खीणं तमहं ब्रूमि ब्राह्मणं ॥ ३१ ॥
यो'मं पळिपथं दुग्गं संसारं मोहमच्चगा ।
तिण्णो पारगतो झायी अनेजो अकथंकथी ।
अनुपादाय निब्बुतो तमहं ब्रूमि ब्राह्मणं ॥ ३२ ॥
यो'ध कामे पहत्वान अनागारो परिब्बजे ।
कामभवपरिक्खीणं तमहं ब्रूमि ब्राह्मणं ॥ ३३ ॥
यो'ध तण्हं पहत्वान अनागारो परिब्बजे ।
तण्हाभवपरिक्खीणं तमहं ब्रूमि ब्राह्मणं ॥ ३४ ॥
हित्वा मानुसकं योगं दिब्बं योगं उपच्चगा ।
सब्बयोगविसंयुत्तं तमहं ब्रूमि ब्राह्मणं ॥ ३५ ॥
हित्वा रतिं च अरतिं च सीतिभूतं निरूपधिं ।
सब्बलोकाभिभुं वीरं तमहं ब्रूमि ब्राह्मणं ॥ ३६ ॥

જે આ લોકમાં કે પરલોકમાં કોઈ પ્રકારની આશાતૃષ્ણાઓ ધરાવતો નથી, ઇચ્છા વિનાનો અને અનાસક્ત છે, તેને

હું બ્રાહ્મણ કહું છું. ૨૮

જે લાલચ વિનાનો છે, સત્યને જાણ્યા પછી શંકા વિનાનો છે, અમૃત સાથે એકમેક થઈ જવાની દશાને પામેલો છે, તેને હું બ્રાહ્મણ કહું છું. ૨૯

જે આ જગતમાં પુણ્ય અને પાપ બન્નેના સંગથી પર થઈ ગયેલો છે, શોકવગરનો, મેલ વગરનો અને શુદ્ધ છે, તેને હું બ્રાહ્મણ કહું છું. ૩૦

જે ચંદ્રની પેઠે વિમળ, શુદ્ધ, પ્રસન્ન અને નિર્મળ છે, જેનાં તૃષ્ણા અને સંસાર નાશ પામી ગયેલાં છે, તેને હું બ્રાહ્મણ કહું છું. ૩૧

જે આ દુર્ગમ માર્ગને પસાર કરી ગયેલ છે, સંસારના ફેરા અને મોહથી અતીત થયેલો છે–તરી ગયેલો છે, પાર પામી ચૂકેલ છે, ધ્યાની છે, અકંપ છે, શંકા વગરનો છે, બંધન રહિત બનીને નિર્વાણ પામેલ છે, તેને હું બ્રાહ્મણ કહું છું. ૩૨

જે આ જગતમાં કામવાસનાઓને છોડીને અનગાર થઈને ચાલી નીકળેલ છે, જેની કામવાસનાઓ અને સંસાર નાશ પામી ગયેલાં છે, તેને હું બ્રાહ્મણ કહું છું. ૩૩

જે આ જગતમાં તૃષ્ણાને તજી દઈને અનગાર થઈને ચાલી નીકળેલ છે, જેનાં તૃષ્ણા અને સંસાર નાશ પામી ગયેલાં છે, તેને હું બ્રાહ્મણ કહું છું. ૩૪

માનવી બંધનોથી અને દિવ્ય બંધનોથી જે અતીત થયેલ છે અને સર્વ પ્રકારનાં બંધનોથી વિમુક્ત છે, તેને હું બ્રાહ્મણ કહું છું. ૩૫

જે મોહમય આનંદ અને દ્વેષમય તિરસ્કારને છોડીને શીતળ–સમભાવી થઈ ગયેલ છે, ઉપાધિ વગરનો છે, સર્વલોક ઉપર વિજય મેળવનારો વીર છે, તેને હું બ્રાહ્મણ કહું છું. ૩૬

चुतिं यो वेदि सत्तानं उपपत्तिं च सब्बसो।
असत्तं सुगतं बुद्धं तमहं ब्रूमि ब्राह्मणं॥ ३७॥

यस्स गतिं न जानन्ति देवा गन्धब्बमानुसा।
खीणासवं अरहन्तं तमहं ब्रूमि ब्राह्मणं॥ ३८॥

यस्स पुरे च पच्छा च मज्झे च नत्थि किञ्चनं।
अकिञ्चनं अनादानं तमहं ब्रूमि ब्राह्मणं॥ ३९॥

उसभं पवरं वीरं महेसिं विजिताविनं।
अनेजं नहातकं[८२] बुद्धं तमहं ब्रूमि ब्राह्मणं॥ ४०॥

पुब्बेनिवासं यो वेदि सग्गापायं च पस्सति।
अथो जातिक्खयं पत्तो अभिञ्ञा वोसितो मुनि।
सब्बवोसितवोसानं तमहं ब्रूमि ब्राह्मणं॥ ४१॥

॥ ब्राह्मणवग्गो छब्बीसतिमो ॥

॥ धम्मपदं निट्ठितं ॥

---

८२ म० न्हातकं।

જે સર્વ જીવોનાં મરણ અને જન્મને સર્વ પ્રકારે જાણે છે, આસક્તિ વિનાનો છે તે સુગત બુદ્ધને હું બ્રાહ્મણ કહું છું. ૩૭

દેવો, ગાંધર્વો કે મનુષ્યો જેની ગતિ જાણતા નથી, એવા દોષ વિનાના અરહંતને હું બ્રાહ્મણ કહું છું. ૩૮

જેની આગળ, પાછળ× કે વચ્ચે કશું જ નથી; અર્થાત્ જે કોઈ સ્થળે આસક્તિ રાખતો નથી, એવા અકિંચન અને બંધન વગરના પુરુષને હું બ્રાહ્મણ કહું છું. ૩૯

જે ઉત્તમ પુરુષ છે, પ્રવર છે, વીર છે, મહર્ષિ છે, વિજેતા છે, અકંપ છે, સ્નાતક છે અને બુદ્ધ છે, તેને હું બ્રાહ્મણ કહું છું. ૪૦

જે પોતાનાં પૂર્વજન્મોને જાણે છે, સ્વર્ગ અને નરકને જુએ છે, જેના જન્મો ક્ષય પામી ગયા છે, જે જ્ઞાનથી ભરપૂર છે, મુનિ છે અને સર્વ ધ્યેયોના ધ્યેયને એટલે નિર્વાણને જેણે પ્રાપ્ત કરેલ છે, તેને હું બ્રાહ્મણ કહું છું. ૪૧

છવ્વીશમો બ્રાહ્મણવર્ગ સમાપ્ત.

## ધમ્મપદ સમાપ્ત.

× જુઓ ૨૪ મા 'તૃષ્ણાવર્ગ'ની ગાથા ૧૫ ઉપરનું ટિપ્પણ.

'સસ્તું' સાહિત્ય' એટલે 'ઊંચામાં ઊંચું સાહિત્ય'

# ગ્રંથોનું સૂચિપત્ર

## આદર્શ ગ્રંથો–મૂળ તથા અનુવાદ

| | | |
|---|---|---|
| **એકાદશ સ્કંધ**–મૂળ સહિત સરળ ભાષાંતર ... ... | ૪૮૦ | ૪–૪ |
| **બળવાન બનો!**–કર્મનો શ્રેષ્ઠતમ ઉપદેશ–ગુજરાતી ભાષાંતર, શ્રી. સાતવલેકરજીની ટીકા સાથે યજુર્વેદનો અધ્યાય ૧ લો ... ... ... | ૧૧૨ | ૦–૮ |
| **વિવેકચૂડામણિ**–શંકરાચાર્ય વિરચિત : મૂળ સહિત ભાષાંતર | ૧૬૦ | ૦–૧૨ |
| **જીવન્મુક્તિવિવેક**–મુક્તિ માટે માર્ગદર્શન આપતો પ્રાચીન ગ્રંથ | ૨૨૦ | ૧–૪ |
| **અષ્ટાવક્રગીતા**–મૂળ શ્લોકો તથા સરળ અર્થ ... ... | ૭૨ | ૦–૮ |
| **મહાવાક્ય રત્નાવલિ**–સરળ અર્થ સાથે ... ... ... | ૧૪૪ | ૦–૧૨ |
| **એકાદશ ઉપનિષદો**–મૂળ શ્લોકો સાથે સરળ અનુવાદ | ૪૫૨ | ૨–૮ |
| **બૃહદારણ્યક અને બીજાં ૧૦૦ ઉપનિષદો**–મૂળ શ્લોકો તથા સરળ અનુવાદ: (છપાય છે.) | | |
| **વિદુરનીતિ**–મૂળ શ્લોકો તથા સરળ ભાષાંતર ... ... | ૧૬૮ | ૦-૧૨ |
| **મનુસ્મૃતિ**–સરળ ભાષાંતર, મૂળ શ્લોકો સહિત ... ... | ૬૪૦ | ૩–૦ |
| **આર્યધર્મનીતિ ને ચાણક્યનીતિસાર**–પસંદ કરી ચૂંટેલા ધર્મનીતિના શ્લોકો, સરળ અર્થ સાથે ... | ૨૦૮ | ૦–૮ |
| **વિષ્ણુસહસ્રનામ**–ભગવાન વિષ્ણુનાં હજાર નામો, અર્થ સાથે | ૧૨૮ | ૦–૪ |

## શાસ્ત્રગ્રંથો–માત્ર અનુવાદ

| | | |
|---|---|---|
| **સંપૂર્ણ મહાભારત–ભાષાંતર**–દળદાર સાત ગ્રંથોમાં... | ૫૨૦૮ | ૪૫–૦ |
| **શ્રીમદ્ ભાગવત**–બે ગ્રંથમાં ભાષાંતર–આવૃત્તિ ૧૧મી, ૨૭ ચિત્રો | ૧૨૪૦ | ૮–૦ |
| ,, ,, –ભાગ બીજો–( આવૃત્તિ ૮ મી) છૂટક મળશે | ૬૬૭ | ૩–૦ |
| **ભગવતી (દેવી) ભાગવત**–સરળ ભાષાંતર, મોટા અક્ષરોમાં | ૯૨૮ | ૬–૦ |
| **વિચાર સાગર**–વેદાંતનાં દોહન–સારરૂપ તત્ત્વજ્ઞાનનું પુસ્તક | ૪૩૨ | ૨–૮ |
| **લઘુ યોગવાસિષ્ઠ**–મહામૂલા જીવનની હરેક પળ યોગપૂર્ણ વિતાવવા પ્રેરણા આપતું અજોડ પુસ્તક ... | ૫૫૪ | ૨–૮ |

**યોગવાસિષ્ઠ મહારામાયણ**–ચાર હજાર શ્ર ંથો : વેરાગ્ય, મુમુક્ષા, ઉત્પત્તિ, સ્થિતિ, ઉપશમ ને નિર્વાણ–આ છ પ્રકરણો ૧૯૦૮ ૧૨-૦

**મહાભારતનું શાંતિપર્વ**–રાજધર્મ, આપદ્ધર્મ અને મોક્ષધર્મ–ચારે વર્ણ, આશ્રમના સામાન્ય ધર્મો ૮૫૬ ૭-૮

અન્ય ધાર્મિક ગ્રંથો

| | | |
|---|---|---|
| **દત્ત-પરશુરામ અથવા આત્મદર્શનયોગ**–ભગવાન દત્તાત્રેય પ્રણીત ત્રિપુરારહસ્ય, જ્ઞાનખંડ, વિસ્તૃત વિવરણ સાથે | ૩૪૪ | ૨-૦ |
| **આત્મરામાયણ**–રામાયણની ટૂંકી કથા સાથે તત્ત્વજ્ઞાન સમજાવતું અધ્યાત્મ વિષયનું સરળ પુસ્તક | ૧૪૦ | ૦-૧૨ |
| **પરમાનંદની પ્રાપ્તિ**–લે૦ ધીરજલાલ સાંકળિયા : શુદ્ધાદ્વૈત મતથી બ્રહ્મનું નિરૂપણ કરતું પુસ્તક, રસિક વાતચીતરૂપે | ૨૬૪ | ૧-૮ |
| **મોક્ષમાળા**–શ્રીમદ્ રાજચંદ્રકૃત જૈનતત્ત્વજ્ઞાનનું ઉત્તમ પુસ્તક મહાત્મા ગાંધીજીના પરિચય સાથે... ... | ૧૮૦ | ૧-૪ |
| **પરમ સુખી થવાના ઉપાય**–શ્રીમન્નથુરામ શર્માનાં ધાર્મિક વ્યાખ્યાનોનો ઉપયોગી સંગ્રહ | ૩૩૬ | ૨-૦ |
| **પ્રભુમય જીવનનું રહસ્ય**–મહાપુરુષોના ઉપદેશ–ભજનો ઈ૦ | ૧૬૮ | ૧-૦ |
| **મીરાં અને નરસિંહ**–(સંપાદક : ન્યાયમૂર્તિ હરસિદ્ધભાઈ દિવેટિયા) પસંદ કરેલાં ૧૯૩ ભજનો તથા પદો | ૧૦૪ | ૦-૧૨ |
| **વિવેકાનંદસાર**–વિવેકાનંદના સમગ્ર ઉપદેશોના સારરૂપે | ૨૬૪ | ૨-૦ |
| **રામકૃષ્ણકથામૃત**–ઉપદેશો, બોધક વાતચીતના પ્રસંગો ઇ૦ | ૮૦૦ | ૫-૦ |
| **તુકારામ ગાથા**–બે ગ્રંથોમાં–પ્રભુપ્રેમ, ભક્તિ, જ્ઞાન અને વેરાગ્યપ્રેરક ૪૧૪૧ મરાઠી અભંગોનું સરળ ભાષાંતર | ૧૮૪૦ | ૬-૦ |
| **દાસબોધ**–ભક્તિનિરૂપણ, જન્મદુઃખનિરૂપણ, નવ પ્રકારની ભક્તિ, બ્રહ્મનિરૂપણ, પિંડ અને બ્રહ્માંડ, સારાસાર વિચાર ઇ૦ અનેક પ્રકારના સમર્થ રામદાસના ઉપદેશો | ૬૪૮ | ૨-૮ |
| **સ્વામી રામતીર્થના સદુપદેશો**–આત્મકૃપા, બ્રહ્મચર્ય, રાષ્ટ્રીય ધર્મ, આત્મસાક્ષાત્કારનો વિધિ, પ્રારબ્ધ નહિ પણ પુરુષાર્થ, યજ્ઞનું રહસ્ય, આનંદ, જીવતો કોણ છે? વગેરે બાબતો સમજાવતાં– | | |
| **વ્યાખ્યાનો ઇત્યાદિ**–(ગ્રંથ ૧ લા રૂપે)... ... | ૫૬૪ | ૨-૮ |
| **સદુપદેશો**–(ગ્રંથ ૩ જા રૂપે) ... ... ... | ૫૨૦ | ૨-૮ |

**સ્વામી વિવેકાનંદના ઉપદેશો**–ધર્મ એટલે શું? ભક્તિનું ખરું સ્વરૂપ, વેદાંતનું કાર્ય, ભરતખંડનું ભવિષ્ય, આપણું કર્તવ્ય, પુનર્જન્મ, ભક્તિયોગ, મૂર્તિપૂજા, પ્રભુપ્રેરિત વાતો, પત્રો ઇત્યાદિ

**સદુપદેશો**–(ભાગ ૪–૫ રૂપે) આવૃત્તિ ૨ જી ૬૦૦ ૨–૪

**ભક્તિયોગ**–(ભાગ ૮મા રૂપે) આવૃત્તિ ૨ જી... ૩૮૪ ૧–૮

**પાતંજલયોગ ને જ્ઞાનયોગ** (ભાગ ૧૦–૧૧ રૂપે) ૫૬૦ ૨–૦

**પાતંજલ યોગસૂત્ર**–ભગવાન પતંજલિનાં યોગસૂત્રો, અર્થ તથા સ્વામી વિવેકાનંદજીના વિવેચન સાથે... ૧૯૨ ૧–૦

**જ્ઞાનયોગ**–આત્મા, વ્યાવહારિક વેદાંત, કલ્યાણનો પંથ, યાજ્ઞવલ્કય ને મૈત્રેયી વ૦ ઉપર વિવેકાનંદે આપેલાં વ્યાખ્યાનો ૨૩૬ ૦–૧૨

**રાજયોગ**–(સ્વામી વિવેકાનંદકૃત) સાધન, પ્રાણ, પ્રાણનું આધ્યાત્મિક રૂપ, પ્રાણનો સંયમ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન, સમાધિ ઇત્યાદિ ૧૩૬ ૦–૧૨

**આખ્યાનમાળા**–ગ્રંથ ૧ લો તથા ૨ જો–સ્વ૦ અનંતપ્રસાદકૃત ભક્તો, ઋષિ–મુનિઓ તથા દેવ–દેવીઓનાં કુલ ૪૩ આખ્યાનોનો ઉત્તમ સંગ્રહ ... ૧૪૨૮ ૬–૦

**વૈદિક વિનય**–દરરોજના સ્વાધ્યાય માટે ચૂંટેલા ૩૬૦ વેદમંત્રો, ભાષાંતર–વિસ્તૃત સમજૂતી સાથે ... ૮૪૦ ૩–૧૨

**ઉપદેશસારસંગ્રહ**–મહાત્મા તિરુવલ્લુવરના વેદતુલ્ય ઉપદેશો ૩૮૪ ૧–૮

**સુબોધરત્નાકર**–ધર્મનીતિનાં પ્રેરક ૧૦૫ દષ્ટાંતો... ... ૩૦૦ ૧–૮

## સ્વ૦ પઢિયારકૃત પુસ્તકો

**સ્વર્ગનું વિમાન**–ભક્તિમાર્ગના ૩૨૫ ટૂંકા રમૂજી દાખલા ૩૭૨ ૨–૦

**સ્વર્ગની કૂંચી**–સદ્‌વર્તન રાખતાં શીખવનારું પુસ્તક ... ૩૭૨ ૨–૦

**સ્વર્ગનો ખજાનો**–ભક્તિમાર્ગની ત્રીજી ચોપડી–દષ્ટાંતો સાથે ૩૧૨ ૨–૦

**સ્વર્ગનો પ્રકાશ**–જ્ઞાન અને પરમાર્થનો સંબંધ તથા ... પાગલ હરનાથની જાણવા લાયક વાતો ... ૩૩૬ ૨–૦

**સ્વર્ગનો આનંદ**–ભક્તિના અનેક પ્રકારોની સમજ ... ૩૬૦ ૨–૦

**સ્વર્ગની સડક**–સ્વર્ગપ્રાપ્તિનો ટુંકો ને સરળ રસ્તો બતાવનાર ૪૬૮ ૨–૦

**સંસારમાં સ્વર્ગ**–સંસારને સ્વર્ગરૂપ બનાવનારું પુસ્તક ૩૪૮ ૨–૦

**સ્વર્ગની સીડી**–મોક્ષમાર્ગનાં ૧૨ પગથિયાંની સમજ... ૩૬૦ ૨–૦

| | | |
|---|---|---|
| **સાચું સ્વર્ગ**–ભક્તિ ને જ્ઞાનવિષયક સાદી વાતો–દૃષ્ટાંતો સાથે | ૪૯૨ | ૨–૦ |
| **સ્વર્ગની જિંદગી**–કંગાળ મનોદશાને માટે ભોમિયારૂપે | ૩૦૦ | ૨–૦ |

## રામાયણ

| | | |
|---|---|---|
| **ગિરધરકૃત રામાયણ**–કવિ ગિરધરદાસની હસ્તપ્રત ઉપરથી | ૭૬૨ | ૪–૮ |
| **માનસ રામાયણ**–બે ભાગમાં : દોહા–ચોપાઈ, બાળબોધ લિપિ અને ભાષાંતર ગુજરાતીમાં : ૩૦ ચિત્રો સાથે | ૧૪૦૦ | ૭–૦ |
| **તુલસીકૃત રામાયણ**–બે ભાગમાં, દોહા–ચોપાઈ ગુજરાતી લિપિમાં અર્થ સાથે: ૩૬ ચિત્રો સાથે ... | ૧૪૩૨ | ૭–૮ |
| ,, ,, ભાગ ૨ જો–આવૃત્તિ ૭ મી ... | ૬૪૦ | ૩–૦ |
| **વાલ્મીકિ રામાયણ**–ભાષાંતર-૩૭ ચિત્રો સાથે, મોટા અક્ષરે | ૧૫૨૮ | ૬–૦ |

## ભગવદ્ ગીતાઓ—

| | | |
|---|---|---|
| **શ્રીમદ્ ભગવદ્ગીતા**–મોટા અક્ષર : ગુજરાતી સરલાર્થ સહિત | ૨૪૮ | ૦–૧૨ |
| **ભગવદ્ગીતા**–મૂળ શ્લોકો, ગુ૦ પદચ્છેદ તથા શબ્દાર્થ સાથે | ૩૬૮ | ૧–૪ |
| **ભગવદ્ગીતા**–ગુજરાતી લિપિમાં શ્લોકો, પદચ્છેદ તથા શબ્દાર્થ સહિત ... | ૩૬૮ | ૧–૪ |
| **અવધૂતગીતા**–મૂળ શ્લોકો તથા સરળ ભાષાંતર ... | ૧૫૨ | ૧–૦ |
| **"શ્રી જ્ઞાનેશ્વરી ભગવદ્ગીતા**–ભગવાન જ્ઞાનેશ્વરે લખેલી અનેક દાખલા–દૃષ્ટાંતથી ગીતા સમજાવતી 'ભાવાર્થ દીપિકા' નામની ટીકા–સરળ અર્થ સાથે ... | ૯૮૮ | ૪ ૦ |
| **શ્રી ભગવદ્ગીતા**–એક બાજુ શ્લોક ને બીજી બાજુ ભાષાંતર, કદ-૩॥×૫॥, બૉર્ડપટ્ટીનાં પૂંઠાં ... | ૪૮૦ | ૦–૮ |
| **શ્રીમદ્ ભગવદ્ગીતા**–માત્ર ગુજરાતી ભાષાંતર, કદ-૩॥×૫ આવૃત્તિ ૨૦ મી, બોર્ડપટ્ટીનાં પૂંઠાં ... ... | ૨૮૮ | ૦–૪ |

**मूळ–मूळ भगवद्गीताः** (માત્ર સંસ્કૃતમાં પાઠ કરનારા માટે)
પાન. ૧૧૨: મોટા અક્ષર ૦–૧૪ પાન ૨૦૮: મધ્યમ અક્ષર ૦–૫

## જીવનચરિત્રો

| | | |
|---|---|---|
| **મહાવીર**–ભગવાન મહાવીરનું ટૂંકું ચરિત્ર (નવી આવૃત્તિ છપાય છે.) | | |
| **રમણ મહર્ષિ**–(લે. સ્વામી માધવતીર્થ) ટૂંકો પરિચય ને બોધ | ૧૮૪ | ૧–૦ |
| **સાઈ બાબા**–શિરડીના પ્રખ્યાત સંતનું ચરિત્ર ... ... | ૪૩૬ | ૩–૦ |
| **સ્વામી સહજાનંદ**–ચરિત્ર ને ઉપદેશો ... ... ... | ૩૩૬ | ૧–૮ |

**ચૈતન્ય મહાપ્રભુ**–ત્રણ ગ્રંથોમાં–વિસ્તૃત ચરિત્ર (સચિત્ર) ૧૫૯૬ ૬–૮
**જ્ઞાનેશ્વર મહારાજ ને મહાત્મા એકનાથ** : બે ચરિત્રો ૫૦૪ ૨–૮
**રામકૃષ્ણ પરમહંસ**–પ્રેરણાદાયી અદ્ભુત ચરિત્ર ... ૬૦૮ ૨–૮
**સ્વામી વિવેકાનંદ**–જીવનના પ્રસંગો આલેખતું વિસ્તૃત ચરિત્ર ૭૮૪ ૩–૦
**સ્વામી રામતીર્થ**–વિસ્તૃત ચરિત્ર, વેદાંતના ઉપદેશો સાથે ૬૭૨ ૩–૦
**સંત તુકારામ**–મહારાષ્ટ્રના સુપ્રસિદ્ધ સંતનું વિસ્તૃત ચરિત્ર ૬૪૮ ૨–૮
**સ્વામીશ્રી બ્રહ્માનંદજી ને શિવાનંદજીનાં ચરિત્રો** ... ૪૨૪ ૧–૬
**શ્રી રામચંદ્ર દત્ત ને નાગમહાશયનાં ચરિત્રો** ... ૩૩૬ ૧–૦
**મ૦ સરયુદાસજી, ભૂધર ભક્ત ને જાનકીદાસજીનાં ચરિત્રો** ૨૫૬ ૦–૧૦
**ભક્તચરિત્ર**–નાભાકૃત ભક્તમાળમાં નહિ આવેલાં ૨૯ ભક્તોનાં
અદ્ભુત અને પ્રેરણાદાયી ચરિત્રો (આવૃત્તિ ૨ જી) ૫૨૮ ૨–૮
**આદર્શ ચરિત્રસંગ્રહ**–ભાગ ૨ જો: બોધક ૭૦ ટૂંકાં ચરિત્રો ૬૨૪ ૨–૮
**ભારતના વીરપુરુષો**–ઐતિહાસિક ૪૦ વીર પુરુષોનાં ચરિત્રો ૩૩૬ ૧–૪
**મુસ્લિમ મહાત્માઓ**–૯૬ મુસ્લિમ સૂફી સંતોનાં ચરિત્રો ૭૫૬ ૨–૪
**વીર દુર્ગાદાસ અથવા મારુ સરદારો**–મારવાડના રાજપૂત
યુગના આ નરકેસરીનું વીરત્વભર્યું વૃત્તાંત... ૩૦૪ ૧–૦

## સંતવાણી–ભજનો ઇત્યાદિ

**પરિચિત પદસંગ્રહ**–૧૧૨ ભક્તો અને સંતોનાં ૬૯૭ ભજનો ૪૦૦ ૧–૧૨
**દીવાને સાગર**–જીવનસાફલ્યનો ઉલ્લાસ આપતો ગઝલસંગ્રહ ૪૮૦ ૪–૮
**અખાની વાણી**–અઘરા શબ્દોના અર્થ તથા સુધારાવધારા સાથે ૫૦૪ ૩–૦
**[illegible]કા મ્હણે:**–પસંદ કરેલા અભંગોનો સંગ્રહ મરાઠીમાં... ૧૨૦ ૦–૫
**પ્રીતમદાસની વાણી**–ધોળ, છપ્પા, કક્કા, મહિના ઇ.નો સંગ્રહ ૫૬૦ ૨–૮
**ભજનસાગર**–જુદા જુદા ભક્તોનાં ૯૩૧ ઉત્તમ ભજનોનો સંગ્રહ ૬૮૮ ૨–૮
**જીવન પગલે**–( કાવ્યો )–જીવનપથ ઉજાળવાની પ્રેરણા
આપતો કાવ્યસંગ્રહ ... ૧૧૨ ૦–૧૦

## ખાસ સ્ત્રીઉપયોગી ગ્રંથો—

**શ્રી શારદામણિ દેવી**–ટૂંકું ચરિત્ર ... ... ... ૧૦૪ ૦–૮
**સ્ત્રીઓના વિવિધ પ્રશ્નો**–સ્ત્રીઓની કેળવણી, લગ્ન, વારસા-
હક્ક, ગામડાંની સ્ત્રીઓના પ્રશ્ન, કાર્યક્ષેત્ર, શારીરિક સંપત્તિ,
ગૃહઉદ્યોગ તથા સ્ત્રીઓની ફરજ ઇ૦ અનેક વિષયો ૨૬૪ ૧–૮

**કલ્યાણમયી**–વાર્તાના સ્વરૂપમાં સ્ત્રીઉત્કર્ષની ભાવનાને
રજૂ કરતો ગ્રંથ: સ્ત્રીઓના રોગો અને તેના
ઉપાયો સાથે : આવૃત્તિ ૨ જી ... ... ૨૨૪ ૧–૦
**ભારતની દેવીઓ**–ત્રણ ગ્રંથો : પ્રાચીન તથા અર્વાચીન
પર૮ સતીઓનાં ચરિત્રો : સૌથી મોટો ને સસ્તો સંગ્રહ ૨૨૬૮ ૯–૦
**દયાળુ માતા અને સદ્ગુણી પુત્રી**–સ્ત્રીઉપયોગી ટૂંકી
ચાર વાતો–બાલિકાઓ માટે ખાસ ઉપયોગી ૧૬૦ ૦–૮
**ટૂંકી વાતો–ગ્રંથ ૧ લો**–સામાજિક નિર્દોષ ૬૬ વાતો ૫૮૮ ૨–૮
„ „ ૨ જો–કુટુંબ માટે ઉપયોગી ૫૭ વાતો ૫૭૬ ૨–૮
„ „ ૫ મો–સ્ત્રીપુરુષને ઉપયોગી ૫૬ વાતો ૪૦૮ ૨–૮
„ „ ૬ ઠ્ઠો–સર્વ માટે ઉપકારક ૮૬ વાતો ૭૨૦ ૨–૮

## બાળકો માટેનાં પુસ્તકો—

**બિરબલ અને બીજા**–લે૦ જ્યોતીન્દ્ર હ૦ દવે: બાદશાહ અને
બિરબલની તથા બીજી રમૂજી વાતોનો સંગ્રહ ૨૮૦ ૧–૮
**સદ્ગુણી બાળકો**–૬૯ ખરા બનાવોનો સંગ્રહ... ... ૧૩૬ ૦–૮
**ભારતીય નીતિકથાઓ**–'મહાભારત'માંની પર ટૂંકી વાતો ૧૯૨ ૦–૮
**સુબોધક નીતિકથા**–સ્વ૦ 'બિરબલ'કૃત ૧૫૨ બોધપ્રદ વાતો ૨૩૨ ૦–૯
**બાળકોની વાતો**–ભાગ ૧ લો: બોધપ્રદ ૨૧ વાતો ... ૮૪ ૦–૬
„ „ ભાગ ૨ જો: બોધપ્રદ ૬૧ લેખોનો સંગ્રહ ૨૬૪ ૦–૮

## પ્રકીર્ણ સાહિત્ય—

**આત્મનિરીક્ષણ ને સંકલ્પ**–રમણલાલ દેસાઈ–સ્વસુધારણા
માટે પ્રેરણા આપતું ઉત્તમ પુસ્તક (બીજી આવૃત્તિ) ૧૬૮ ૧–૦
**ગુજરાતની ગઝલો**–(દી. બ. કૃષ્ણલાલ ઝવેરી સંપાદિત)
જુદી જુદી ૮૯ ઉત્તમ ગઝલોનો સંગ્રહ ... ૧૮૦ ૧–૦
**કચ્છની લોકવાર્તા**–(લે૦ ડુંગરશી ધરમશી સંપટ)...
કચ્છદેશની રાજપૂત યુગની ઘટનાઓ આલેખતો ગ્રંથ ૩૫૪ ૨–૦
**સાહિત્યપ્રારંભિકા**–લે૦ હિંમતલાલ ગણેશજી અંજારિયા :
ગુજરાતી સાહિત્યના વિકાસનો ઇતિહાસ: ૧૫૨ ૧–૦

## ઉત્સાહ અને ચેતનાપ્રેરક ગ્રંથો—

**અંતરની વ્યથા**–લે૦ 'સોપાન' : : ૫ આત્મકથાઓ ૧૯૨ ૧–૪
**સુબોધ કથાસાગર**–બોધદાયક ૫૦૫ દષ્ટાંતોનો સંગ્રહ ૪૩૪ ૨–૦